# ભરતખંડનો ટુંક ઇતિહાસ.



ર. છ. દલાલ.

શાળોપયોગી

# ભરતખંડનો ટુંક ઇતિહાસ.

## ભાગ ૧.

લેખક:
રમણલાલ છગનલાલ દલાલ.
બી. એ. એસ. ટી. સી.
( Senior History teacher, Sir J. J. High School, Surat. )

ઈ. સ. ૧૯૩૧. કીં. ૦–૬–૦

# —: પ્રસ્તાવના :—

આ પુસ્તક માધ્યમિકશાળાના વિદ્યાર્થીઓ માટેના દૃષ્ટિબિંદુથી અને તેઓના મગજ ઉપર ઇતિહાસના મૂળતત્વોનું જ્ઞાન સારી છાપ પાડે એ ઉદ્દેશથી લખવામાં આવ્યું છે.

વળી ઐતિહાસીક બનાવોની ક્રમ પ્રમાણેની ગોજનાને ધ્યાનમાં રાખી વિષયને રસિક બનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. ઇતિહાસ શીખવવાનો શો ઉદ્દેશ છે એ વિદ્યાર્થીઓ બરાબર સમજે માટે એ ઉદ્દેશોનું પહેલા પ્રકરણમાં દિગ્દર્શન કર્યું છે; અને એ દિશામાં શિક્ષક બંધુઓના યોગ્ય પ્રયત્નની આશા રાખવામાં આવે છે. દરેક પ્રકરણને અંતે ઉપસંહાર માટેના પ્રશ્નો આપ્યા છે. તે તરફ શિક્ષક બંધુઓનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. એ પ્રશ્નો અને એવીજ ઢબના બીજા પ્રશ્નોના જવાબ શોધી કાઢવાની યોગ્ય તક પ્રકરણ પુરૂં થતાં વિદ્યાર્થીઓનેજ આપવી; અને તેમાં જરૂર પડતી મદદ એવી રીતે કરવી કે જેથી વિદ્યાર્થીઓને સ્વપ્રયત્ન કરવામાં ઉત્સાહ મળે, વિષય શીખવામાં રસ પડે, તેમજ સરળતા પણ પ્રાપ્ત થાય. પુસ્તકને અંતે કેટલાક અગત્યના પ્રશ્નો મુકવામાં આવ્યા છે.

આ પુસ્તકની વિગત તપાસવા માટે **ખાનસાહેબ મંચેરસાહ પાલનજી કેકોબાદનો** સંપૂર્ણ ઉપકાર માનવામાં આવે છે. તે ઉપરાંત મારા મિત્રો રા. રતિલાલ મોતીલાલ કંટ્રાકટર એસ. ટી. સી. તથા રા. કૃષ્ણલાલ ગોકલદાસ મઝમુદારની મદદ માટે તેમનો હું ઋણી છું.

વિદ્યાર્થીઓની અનુકુળતા માટે આ પુસ્તકના બે ભાગ પાડવામાં આવ્યા છે. પુસ્તકમાં ત્રુટીઓ હોય તો તે તરફ મારૂં લક્ષ ખેંચવાની હું દરેક શિક્ષકબંધુને વિનંતિ કરૂં છું.

ચૈત્રી પુનેમ ૧૯૮૭<br>તા. ૧-૪-૧૯૩૧. | ર. છ. દલાલ.

# અનુક્રમણિકા.




અશોક નું સામ્રાજ્ય
ઈ.સ.પૂ. ૨૫૦.

# ભરતખંડનો ટુંક ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### આર્યોનું હિંદમાં આવવું.

હિંદ. ઇતિહાસના જ્ઞાનની જરૂરિયાત. ઇતિહાસનો ભૂગોળ સાથે સંબંધ. ઇતિહાસનું જ્ઞાન મેળવવા ધ્યાનમાં રાખવાની સૂચના. કુદરતી રચના અને અસર.

**હિંદ.**

એશિઆ ખંડમાં આવેલો આપણો દેશ હિંદ કહેવાય છે, તેમાં હાલ હિંદુ મુસલમાન, પારસી, શીખ, ખ્રિસ્તી, યાહુદી અને પરદેશી લોકો રહે છે. દેશની વસ્તી છેલ્લી ગણત્રી પ્રમાણે સાડીપાંત્રીસ કરોડની લગભગ છે. અને લોકો હિંદી, અંગ્રેજી, ગુજરાતી, બંગાળી, દક્ષિણી અને દ્રાવિડી વિગેરે ભાષા બોલે છે. એ સર્વ લોકોની એટલે માતૃભૂમિના ઇતિહાસનું યોગ્ય જ્ઞાન મેળવવું એ એટલા માટે જરૂરનું છે કે, જો દેશની પ્રાચીન કીર્તિ અને વિદ્યાકળાનું જ્ઞાન હોય તો ભવિષ્યમાં પણ 'દેશની કીર્તિ, વિદ્યાકળા અને આબાદી વધારવાની દેશમાં વસતા દરેક મનુષ્યને પ્રેરણા મળે; અને પાછલી હકીકત ઉપરથી અને હાલની સ્થીતિ ઉપરથી ભવિષ્ય સુધારવા કેમ વર્તવું તે તેને સમજાય.

**ઇતિહાસનો ભૂગોળ સાથે સંબંધ.**

કોઈ દેશનો ઇતિહાસ સમજવા માટે દેશની ભૂગોળ વિષે જરૂર પુરતું જ્ઞાન હોવાની, અથવા ઇતિહાસની સાથે સાથે જ તે જ્ઞાન મેળવવાની જરૂર છે. વળી એવા ભૂગોળના જરૂર પૂરતા જ્ઞાન સાથે ઇતિહાસ શીખવો પણ સહેલો પડે છે, અને જલદી યાદ રહી તે જ્ઞાનની છાપ મન ઉપર ટકી રહે છે.

**ઈતિહાસનું જ્ઞાન મેળવવા ધ્યાનમાં રાખવાની સૂચના.**

ઉપર જણાવેલી જુદી જુદી જાતિઓ ક્યારે અને શામાટે તથા કેવી રીતે દેશમાં આવી વસી, તથા સ્થાયી રહ્યા પછી કેવા કેવા પરાક્રમો કરી દેશની ચઢતીમાં કેવો ભાગ લીધો; તથા કેટલાક સ્વાર્થી મનુષ્યોએ દેશને કેવું નુકસાન પહોંચાડયું તે જણાય; અને એ જાણીને દરેક વિદ્યાર્થીને પોતાનું ચારિત્ર્ય ઘડવાને પ્રેરણા મળે; વળી સત્ય વિશેનું જ્ઞાન થવાથી સારી બાબતોને ચહાતાં અને ખરાબ બાબતોને ધિક્કારતાં શીખવાનું મળે. તથા બનેલા બનાવો શા કારણથી બન્યા, કેવી રીતે એ બનાવો ખીલતા ગયા, અને તે બનાવો ઉપરથી કેવું પરિણામ આવ્યું તે પણ જાણવાની અને સમજપૂર્વક યાદ રાખવાની જોગવાઈ મળે, અને તેથી વિદ્યાર્થીની તુલના શક્તિની, કલ્પના શક્તિની અને અંતઃકરણની યોગ્ય ખીલવણી થાય, વળી ઉચ્ચ ચારિત્ર્ય પણ ઘડાય. આમ વિગતવાર અને યોગ્ય જ્ઞાન મેળવવા દરેક વિદ્યાર્થીએ બનાવોનું કારણ પોતે શોધી કાઢવાની પ્રમાણિકપણે કોશીષ કરવી; અને જ્યાં ન સમજાય ત્યાં શિક્ષકની મદદ લેવી. એમ કરવાથી ઈતિહાસ શીખવાનો અને શીખવવાનો ઉદ્દેશ સફળ થશે. હિંદના ઈતિહાસની શરૂઆત ઘણા પ્રાચીન સમયથી થએલી છે, પણ તેની સંપૂર્ણ હકીકત આપણને મળતી નથી; તો પણ આપણે જેટલી હકીકત મળે છે તે સમજવાની શરૂઆત કરીએ તે પહેલાં દેશની કુદરતી રચના કેવી છે તે જોઇએ.

**કુદરતી રચના અને લોકોપર તેની અસર.**

કુદરતે દેશનું ચારે દીશાએથી સારી પેઠે રક્ષણ કર્યું છે. ઉત્તરે હિમાલય નામે આસરે ૧૫૦૦ માઇલ લાંબો, લગભગ ૨૦૦ માઈલ પહોળો, અને દરિઆની સપાટીથી લગભગ પાંચ માઇલ ઊંચો, બરફથી હંમેશ ઢંકાએલાં રહેતાં અનેક શિખરોવાળો પહાડ આવી રહેલો છે. દક્ષિણે મહાન વિશાળ હિંદી અને દક્ષિણ મહાસાગરો આવી રહેલા છે, અને તેના બે ફાંટા, અરબી સમુદ્ર અને બંગાળાનો

ઉપસાગર દેશની પશ્ચિમ અને પૂર્વમાં રહેલા છે. દેશની ભૂમિમાં બીજા ઘણા ન્હાના મોટા પર્વતો, ડુંગરો, મેદાનો, ખીણો અને જંગલો આવેલાં છે. તેથી જુદી જુદી જગ્યાએ રહેનારા લોકોના શરીર અને મનના બંધારણ ઉપર જુદી જુદી અસર થાય છે, એ આપણે ટૂંકમાં સમજવા પ્રયત્ન કરીએ. સાધારણ રીતે જે મનુષ્યો પહાડી મુલકમાં રહે છે તેમના શરીરનું બંધારણ મજબુત બને છે; અને તેથી તેઓ કામકાજ કરવામાં ઉત્સાહીત રહે છે, તથા તેમનામાં ઉમંગ હોય છે. જ્યાં બહુ ગરમી ન હોય એવા મેદાનોમાં રહેનાર લોકો પણ મહેનતુ હોય છે, અને પોતાનો સમય કામકાજમાં ગાળે છે. દરિઆ કિનારે રહેનાર પણ શરીરે સુખી અને સાહસિક બને છે. પણ જે ભાગમાં વિશેષ ગરમી પડે છે ત્યાંના લોકોમાં ઉમંગ કે ઉત્સાહ રહેતો નથી, કેમકે ઘણી ગરમી પડવાથી તેઓમાં કુદરતી રીતે સુસ્તી રહે છે, અને તેથી તેમનાં શરીર અને મન ખીલતાં નથી. મેદાનોમાં રહેનાર ઉમંગી લોકો જમીનને કેળવી ફળદ્રુપ બનાવે છે, અને જુદી જુદી જાતની કારીગરીમાં હોશિઆર બને છે. જે ભાગમાં ફળદ્રુપ જમીનની પાસે જળમાર્ગ અને દરિઆકિનારો હોય છે ત્યાં સારાં સારાં બંદરો બને છે, અને ત્યાં વસતા લોકો વ્હેપાર ઉદ્યોગમાં પ્રવીણ બને છે, આ સાધારણ કુદરતી નિયમો પૃથ્વી ઉપરના કોઈપણ ભાગમાં વસતા લોકોને લાગુ પડે છે. ઉત્તર હિંદમાં વસતા લોકો દક્ષિણના ગરમ પ્રદેશમાં રહેનાર લોકો કરતાં વધુ ઉમંગી મજબુત અને ઉત્સાહી હોય છે. ગંગા જમનાના ફળદ્રુપ મેદાનોમાં અને મુંબઈ, કલકત્તા, મદ્રાસ વિગેરે શહેરો અને તેમની આસપાસના ભાગોમાં વ્હેપાર અને ખેતી કરનાર લોકો વસે છે. આ વિષયનું વિશેષ જ્ઞાન ભૂગોળ શીખવાથી સારી પેઠે મળી શકે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. પોતાના દેશના ઇતિહાસનું જ્ઞાન શા માટે મેળવવું? ૨. ઇતિહાસ શીખવો કેવી રીતે સહેલો પડે? ૩. એ વિષય શીખવા માટે કઇ કઇ મુખ્ય સૂચનાઓ ધ્યાનમાં રાખવી? ૪. કેવી જગ્યાએ રહેનાર મનુષ્યો ઉત્સાહી, મજબુત અને ઉમંગી હોઇ શકે? ૫. કેવી જગ્યાના લોકો વ્હેપાર ઉદ્યોગમાં કુશળ બની શકે?

# પ્રકરણ ૨ જું.

## આર્યોની વિદ્યા કળા અને સમાજવ્યવસ્થા.

પ્રાચીન સમયમાં દેશમાં વસ્તીનો વધારો, આર્યોના રીત રિવાજો અને નિયમોનું બંધારણ, ચાર વર્ણ, જ્ઞાન અને વિદ્યાકળાનો વધારો.

**પ્રાચીન સમયમાં દેશમાં વસ્તીનો વધારો.**

આજથી લગભગ ૧૦ હજાર વર્ષ પહેલાં આ દેશમાં બહુજ થોડી અને જંગલમાં વસતા લોકોની વસ્તી હતી, પણ મધ્ય એશિઆ-માંથી આર્ય લોકો ટોળેબંધ એક પછી એક ટોળીમાં આવવા લાગ્યા. કેમકે મધ્યએશિઆ જે તેમનું (આર્ય લોકોનું) મૂળ સ્થાન હતું ત્યાં તેમની વસ્તી વધતી ગઈ. જ્યારે તેઓ ખૈબરઘાટને રસ્તે હિંદમાં આવ્યા ત્યારે હાલ જે ભાગ પંજાબ કહેવાય છે ત્યાં રહેતા જંગલી લોકોને તેમણે દક્ષિણ અને પૂર્વ ભાગ તરફ લડીને હાંકી મૂક્યા, અને સિંધુનદીના ફાંટાઓના (સપ્તસિંધુના) પ્રદેશમાં પોતાનું રહેઠાણ બનાવ્યું. પછી ધીમે ધીમે આર્યોની બીજી ટોળીઓ પણ આવવા લાગી, અને તેઓ હિંદના પૂર્વ અને પૂર્વદક્ષિણ ભાગ તરફ ફેલાયા. છેવટે તેઓએ અહીંના અસલ વતની જેમને આર્યો દસ્યુ કે દાસ, અથવા અનાર્ય એવાં નામો આપ્યાં હતાં તેમને છેક દક્ષિણહિંદમાં એટલે વિંધ્ય પર્વતની દક્ષિણે હાંકી મૂક્યા. કેટલાકને પોતાનેત્યાં દાસ તરીકે નોકરીએ રાખ્યા, અને તેમની પાસે મહેનતનું કામ લેવા માંડયું. આર્યો ખૈબર ઘાટમાંથી આવ્યા (તે ઘાટ નકશામાં જુઓ અને એ રસ્તા સિવાય બીજે કોઇ રસ્તે પરદેશીઓથી હિંદમાં આવી શકાય એમ છે કે કેમ તે શોધી કાઢો.) આર્યો અહીં સ્થાયી રહ્યા પછી તેઓએ પોતાના રીતરિવાજો ઉપરથી સમય અને સ્થળને અનુસરી નિયમોનું બંધારણ ઘડયું. એ હકીકત હવે આપણે સમજવા પ્રયત્ન કરીએ.

તેમના રીત રિવાજો અને નિયમોનું બંધારણ જરૂર પ્રમાણે ઘડાતું રહ્યું. અને તે તેમની પોતાની સગવડ પ્રમાણે અને લોકોના સુખ સગવડ તથા આબાદી વધારવા માટે નક્કી કરવામાં આવ્યું. જ્યારે તેઓ ખૈબર ઘાટને રસ્તે આ દેશમાં દાખલ થયા ત્યારે તેઓ પોતાની સાથે પોતાના ઢોર અને રાચરચિલું તથા ઓજારો લાવ્યા હતા. જે જગ્યાએ તેઓ રહ્યા ત્યાંની જમીન ઉપરનાં જંગલો સાફ કરી તે જમીનને ખેતી લાયક બનાવી, અનાજ કપાસ વિગેરે ઉગાડવા માંડયું. એ સપ્તસિંધુના પ્રદેશને તેઓએ બ્રહ્માવર્ત એવું નામ આપ્યું. તેઓ પોતાના રિવાજ પ્રમાણે સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વરૂણ, રૂદ્ર વિગેરે દેવોની સ્તુતિ કરતા, પવિત્રપણે રહેતા; અને ખેતીની ખીલવણી અને ઓજારો તથા હથીઆરો બનાવવાની સાદી કળામાં ધીમેધીમે વધારો કરતા ગયા. વળી તેઓની બીજી ટોળીઓ તેજ રસ્તે આવવા લાગી અને વસ્તી પણ વધવા માંડી, તે વખતે તેઓએ જે દસ્યુ કે અનાર્ય લોકોને હાંકી મૂકયા હતા તેમના તરફથી આર્યોના રહેઠાણ ઉપર વારંવાર હુમલા થતા હતા. આથી કેટલાક જુવાન માણસોમાંથી તેઓએ લડાઇમાં પૂરતું ધ્યાન આપવા માટે એક લડવૈયા કે ક્ષત્રિયનો વર્ગ સ્થાપ્યો, અને તેમને પોતાના મુલક ઉપર બંદોબસ્ત સ્થાપવાનું કામ સોંપ્યું. તેઓ વંશપરંપરા એજ કામ કરતા રહ્યા એટલે તેમની એક ક્ષત્રિય જાતિ તરીકે ગણત્રી થવા લાગી.

**આર્યોના અસલ રીત રિવાજો તથા નિયમોનું બંધારણ.**

વળી જેઓએ, વિદ્યાનો વધારો કરવાનું, આર્યોના છોકરાઓને ભણાવવાનું અને જુદી જુદી જાતના જ્ઞાનમાં વધારો કરવાનું કામ માથે લીધું તેઓનો બ્રાહ્મણ નામે વર્ગ નક્કી થયો. તથા જમીનની પેદાશ વધારવાનું, અનાજ પકવવાનું, કપડાં બનાવવાનું અને ઢોર ઉછેરી પોતાના પ્રદેશમા આબાદી વધારવાનું કામ જેઓએ માથે લીધું તેઓ વૈશ્ય નામે ઓળખાયા. જે અનાર્યોને તેમણે

**બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર જાતિઓનું બંધારણ**

હરાવ્યા અને પોતાના નોકર બનાવ્યા તેમને મહેનત મજુરીનું કામ સોંપ્યું; અને તેમને તેઓએ શુદ્ર વર્ગના ગણ્યા. આવી રીતે કામની વહેંચણી કરવાથી દરેક વર્ણના લોકો પોતપોતાના કામમાં પ્રવીણ થયા. અને સંપ જાળવી રાખવાનું કામ સુગમ પડયું.

બ્રાહ્મણ વર્ગે પોતાને માટે અને અન્ય વર્ણો માટે સૂક્ષ્મ વિચાર પૂર્વક નિયમો ઘડયા; અને તે નિયમોમાં સર્વની અનુકૂળતા પૂર્વક સુધારા વધારા કર્યા. દરેક વર્ણને પણ આથી સારી સગ-

**જ્ઞાન અને વિદ્યા કળામાં બ્રાહ્મણોએ કરેલો વધારો.**

વડ મળતી રહી, અને તેઓએ બ્રાહ્મણોનું અગ્રેસરપણું કબુલ કર્યું અને તેમની સલાહ પ્રમાણે બધા ચાલતા રહ્યા. શરૂઆતમાં એક વર્ણનો બીજી વર્ણ સાથે ખાવાપીવાનો અને લગ્ન સંબંધ ચાલુ રહ્યો, અને આમ ઘણા સમય સુધી ચાલતું રહ્યું. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણો શુદ્રોને પોતાથી ઉતરતા ગણતા, અને તે ત્રણ વર્ણો જેટલી જ્ઞાન વધારવાની સગવડ શૂદ્રોને મળતી નહિ; તેથી તથા તેઓને મહેનત મજુરીનું કામ કરવાનું હોવાને લીધે પહેલા ત્રણ વર્ણો જેટલી તેઓના મનની કેળવણી વધી નહિ. શૂદ્રોમાં પહેલા ત્રણ વર્ણો જેટલી પવિત્રતા પણ નહોતી, તેથી તેઓએ શુદ્રો સાથે ખાવા પીવાનો સંબંધ અને લગ્ન વ્યવહાર ધીમેધીમે બંધ કર્યો. તો પણ પહેલાં પરસ્પર વર્ણો સાથેના લગ્ન સંબંધથી અનેક જાતિઓ થઇ, અને કામ ધંધાને અંગે તેથી પણ વધુને વધુ ચોકકસ જ્ઞાતિઓ બંધાઇ ગઇ. અને વંશ-પરંપરાના ધંધાના રિવાજને લીધે તે જ્ઞાતિનું બંધારણ ચોકકસ થઈ ગયું. તે જ્ઞાતિઓ પોતપોતાની સગવડ પ્રમાણે નિયમો પાળવામાં ફેરફાર કરવા લાગી, કેટલીક જ્ઞાતિઓ અસલ નકકી થએલા રિવાજોને વળગી રહી; અને જે જ્ઞાતિઓ રિવાજોમાં ફેરફાર કરતી ગઈ તેમને તેઓ પોતાથી ઉતરતી જ્ઞાતિઓ ગણવા લાગી. તેમ છતાં તેઓ પોતપોતાના ધંધામાં પ્રવીણ થવા લાગ્યા. બ્રાહ્મણો ઈશ્વર અને સૃષ્ટિ વિશેના વિચારમાં ગુંથાઇ રહ્યા; અને જે દેવોને તેઓ માનતા તેમની સ્તુતિના

મંત્રો બનાવી તેમની પ્રાર્થના કરી તેમને સંતોષવા યજ્ઞ વિગેરે કરવાના નિયમો પણ તેમણે રચ્યા. આ મંત્રો બાપ દીકરાને એમ વંશપરંપરા મોઢેથી શીખવવા લાગ્યા.

**ચાર વેદ અને દર્શનશાસ્ત્રો તથા ઉપનિષદો.**

આમ આર્યોના અસલ ધર્મગ્રંથ વેદની રચના થઇ. વેદ ચાર ભાગમાં નક્કી કરવામાં આવ્યા. તેમના નામઃ—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ. ઋગ્વેદમાં ઇંદ્ર, વરૂણ, સૂર્ય, રૂદ્ર વિગેરે દેવોની સ્તુતિના મંત્રોનો સમાવેશ કર્યો. યજુર્વેદમાં: દેવોને સંતુષ્ટ કરવા માટેનાં યજ્ઞોમાં યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો (ઋત્વિજો) એ કેવા નિયમો પાળવા, કેવી રીતે યજ્ઞ વિધિ કરવો, વિગેરે બાબતોનો સમાવેશ કર્યો.: સામવેદમાં યજ્ઞ વખતે બોલવાના મંત્રોનો સંગીત વિદ્યા પ્રમાણેના છંદોનો સમાવેશ કર્યો. તથા છેલ્લા અથર્વવેદમાં વૈદક (ઔષધિ) વિદ્યા, વશીકરણ વિદ્યા, ભયંકર હથિઆરો બનાવવાની કળા, તથા સંસારમાં ઉપયોગી એવી બીજી અનેક કળાઓનો સમાવેશ કરવામાં આવ્યો. છ દર્શન શાસ્ત્રો એટલે જુદી જુદી ઢબથી વિચાર કરવાથી ઇશ્વર વિશેનું જ્ઞાન મેળવવા માટેના શાસ્ત્રોઃ—સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય પૂર્વમિમાંસા, અને વેદાંતની પણ રચના થઈ. એ છ દર્શન શાસ્ત્રોમાં શી હકીકત આવે તે ટૂંકામાં વિચારીએ. સાંખ્ય શાસ્ત્રમાં કપિલમુનિએ પ્રકૃતિ (કુદરત)ના મૂખ્ય તત્વોની ગણત્રી અને આત્માના પ્રકૃતિ સાથેના સંબંધ અને પ્રકૃતિના બંધનમાંથી છૂટવા (મોક્ષ)ના સંબંધમાં વિચાર કર્યો છે. યોગશાસ્ત્રમાં પાતંજલીમુનિએ મનની શક્તિ, તથા મનને વશ કરી કેવી રીતે ઇશ્વરમાં જોડવાથી મોક્ષ મળે તેનું વિવેચન કર્યું. વૈશેષિક દર્શનમાં કણાદે એવો વિચાર રજુ કર્યો કે સૃષ્ટિ પરમાણુઓની બનેલી છે, અને તેમાં આત્મા બંધાએલો છે તેમાંથી છૂટવું જોઇએ. ગૌતમમુનિએ ન્યાય શાસ્ત્રમાં તર્ક (વિચાર) વડે ઇશ્વરને મેળવવાનો માર્ગ નક્કી કર્યો. પૂર્વ મિમાંસા અને ઉત્તર મિમાંસા જૈમિની તથા વ્યાસે રચ્યાં અને તેમાં મૂળ વેદનિયમો પ્રમાણે

ઇશ્વરજ્ઞાનનો વિચાર કર્યો. તેમાં ઇશ્વરના સ્વરૂપ વિશે હકીકત નથી. (બાદરાયણ) વ્યાસે વેદાંત સૂત્રો ઉત્તર મિમાંસાની રચના કરી એમ બતાવી આપ્યું કે આ સૃષ્ટિ હરહંમેશ ઇશ્વર (બ્રહ્મ) સ્વરૂપજ છે અને આત્મા (જીવ) વાસ્તવિક રીતે ઇશ્વરથી જુદો નથી.

**વ્યવસ્થા, વર્ણાશ્રમ, અને લોકોની સ્થિતિ.**

ઋષિમુનિઓએ જંગલમાં રહી શાંત પણે ઇશ્વર વિષેના વિચાર ને સંવાદ રૂપે જે વિચારો રજુ કર્યા તેને ઉપનિષદો કહે છે. એ વિચારોમાં શ્રુતિ અને સ્મૃતિ એવા બે ભાગ છે. શ્રુતિમાં એ વિચારોનોજ સમાવેશ છે, તથા સ્મૃતિમાં જીવન ગુજારવાના પવિત્ર નિયમો વિગેરે મુખ્યત્વે કરીને વિચારવામાં આવ્યા છે. એ શાસ્ત્રો ઉપરાંત શિલ્પ (બાંધકામ) વિદ્યા, અર્થશાસ્ત્ર (દેશની પેદાશ અને તેની વ્હેંચણી), ચિત્રકળા વિગેરે વિદ્યા કળાનો સૂક્ષ્મ વિચાર કર્યો. તેઓ પોતાનું જીવન કેવી રીતે ગુજારતા તે હવે વિચારીએ. પ્રત્યેક વર્ગમાં એક આગેવાન અને ટોળીઓમાંનો અગ્રેસર, લડાઈમાં દોરવનાર રાજા ગણાવા લાગ્યો અને તેની આજ્ઞા પ્રમાણે રાજ્યવ્યવસ્થા થતી. અને તેની પછી તેનો છોકરો રાજા થતો. છતાં જરૂર પડયે રાજાને બદલી પણ નાંખતા, રાજ્યકારભાર ચલાવવાની, ધર્મ વિચારો ઉપર વિવેચન કરવાની, અને વિદ્યાકળાનો વધારો કરવા માટે જુદી જુદી સભાઓ નક્કી કરવામાં આવી હતી. રાજા, વિદ્વાન બ્રાહ્મણોની સલાહ પ્રમાણે અને લોકોની આબાદી તરફ ખાસ ધ્યાન રાખીને, રાજ્ય ચલાવતો. અનાર્યો સાથે અને એકબીજી ટોળી સાથે પણ લડાઇઓ થતી, અને લડાઇમાં બાણ, ભાલા, રથ, બખ્તર વિગેરેનો ઉપયોગ થતો. આર્યો અનાજ અને માંસનો ખોરાક ખાતા, સોમ અને સુરા એટલે દારૂનો ઉપયોગ કરતા, કાંસાના અને લોઢાના હથીઆરો, ઓજારો વિગેરે કારી-ગીરી પૂર્વક બનાવતા, હોડીઓ બનાવી જળમાં મુસાફરી કરતા, સોના ચાંદીના ઘરેણાં અને સારાં વસ્ત્રો બનાવવાની કળાને પણ તેમણે ખીલવી હતી.

મનુષ્યની જીંદગીના તેમણે ચાર ભાગ (આશ્રમ) નક્કી કર્યા. વિદ્યા ભણવાના સમયમાં ગુરૂને ત્યાં રહી પહેલા પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમ પાળતા; પછી પરણીને ગૃહસ્થાશ્રમમાં સુખે જીવન ગુજારતા; પછી પુત્રને ત્યાં પુત્રની ઉત્પત્તિ થતાં એટલે લગભગ ૭૦ વર્ષની ઉમર પછી વનમાં રહી એકાંતમાં (વાનપ્રસ્થાશ્રમમાં) ઈશ્વર ચિંતનમાં વખત ગાળી આત્મા વિશે વિચાર કરતા. અને છેવટે જન્મભૂમિનો ત્યાગ કરી ગામેગામ ઉપદેશ કરતા ફરવામાં જીંદગીનો છેલ્લો સમય પૂરો કરતા. તે સમયના જીવનને સન્યસ્તાશ્રમ એવું નામ આપ્યું. બ્રહ્મચર્યાશ્રમમાં જનોઈ દેવાયા પછી વિદ્યાર્થી ગુરૂને ત્યાં રહી વિદ્યા ભણતા અને ભિક્ષા લાવી ગુજરાન ચલાવતા તથા ગુરૂની સેવા ચાકરી કરી તેમની પાસેથી જ્ઞાન સંપાદન કરતા. ગૃહસ્થાશ્રમમાં યજ્ઞ કરવા, કુટુંબનું પાલન કરવું, અતિથિ, બ્રાહ્મણ, સંન્યાસી વિગેરેનો સત્કાર કરવો અને પોતાનો ધંધો પ્રમાણિકપણે ચલાવવો અને દેશના સુખ સગવડ વધારવામાં ધ્યાન આપવું એ મુખ્ય કામો હતાં. બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યો દ્વિજ કહેવાતા અને આ આશ્રમ નિયમનું યથાયોગ્ય પાલન કરતા. એ નિયમોનું પાલન કરવામાં ભૂલચૂક કરનારનો સમાજમાંથી બહિષ્કાર થતો અથવા શિક્ષા થતી અને પસ્તાવો (પ્રાયશ્ચિત) કર્યા પછી તેને ફરી સમાજમાં અસલનું સ્થાન મળી શકતું. વળી ગૃહસ્થો વિદ્યાર્થીના આશ્રમોને અન્ન વિગેરેની મદદ કરતા, રાજાઓ પણ આશ્રમના ગુરૂઓને ગાયો અને દ્રવ્ય દાનમાં આપતા અને સંન્યાસીઓ પાસે જ્ઞાન ચર્ચા મોટી સભાઓમાં કરાવતા. વાનપ્રસ્થ અને સંન્યાસીઓ વનમાંના ફળફળાદિનો મુખ્યત્વે આહાર કરતા, અને પોતાના સાદા જીવન અને જ્ઞાનના આનંદમાં મસ્ત રહી સ્વતંત્રપણે ગમે ત્યાં વિચરતાં. લગ્નવિધિ સાદા અને લગ્ન કરનારની સમજણપૂર્વક થતા એટલે લગભગ વીસ પચીસ વર્ષની ઉમરે લગ્ન થતાં. સ્ત્રીઓ ભણેલી હતી તથા તેમને માન આપવામાં આવતું. મનુષ્યના મરણ પછીની ક્રિયા ગંભીરપણે

કરવામાં આવતી અને આત્માની શાંતિ માટે મંત્રો ઉચ્ચારવામાં આવતા અને બીજી ક્રિયા કરવામાં આવતી. શૂદ્રોને જનોઇ પહેરવાનો કે વિદ્યાભ્યાસ કરવાનો અધિકાર નહોતો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ આર્યોની વસ્તી કેવી રીતે વધતી ગઇ? ૨. ક્ષત્રિય વર્ગની સ્થાપના કરવાની જરૂર કેમ પડી? ૩. દેશની ઉપજ અને આબાદી વધારવા આર્યોએ શું શું કર્યું? ૪. બ્રાહ્મણોએ કઇ કઇ મુખ્ય વિદ્યાઓ અને કળાનો વધારો કર્યો? ૫. આશ્રમવ્યવસ્થા એટલે શું, અને જુદા જુદા આશ્રમમાં મુખ્ય નિયમો કયા હતા? ૬. રાજ્યવ્યવસ્થા અને બીજી ઉપયોગી કળાઓનો વધારો કેવી રીતે થયો? ૭. ગૃહસ્થાશ્રમીઓ પોતાનું જીવન કેવી રીતે ગુજારતા?

# પ્રકરણ ૩ જું.

## રામાયણ અને મહાભારતની વાર્તાઓ.

### ભાગ ૧ લો રામાયણ:—રાક્ષસોનો ઉપદ્રવ, રામવનવાસ, સીતાહરણ, રાવણવધ.

આગલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે ન્હાના મોટા રાજાઓ હિંદમાં તે વખતે રાજ્યકારભાર ચલાવતા. તે સમયે એટલે આજથી આસરે ૪૦૦૦ વર્ષ પૂર્વે અયોધ્યામાં એક મોટું આર્ય રાજ્ય સ્થપાયું હતું. અને અયોધ્યાની ગાદીએ હરિશ્ચંદ્ર નામે પ્રખ્યાત દાનેશ્વરી રાજા થઇ ગયો, ત્યારપછી ઘણા રાજાઓ થયા તેમાં દશરથ નામે રાજા પણ પ્રખ્યાત થઇ ગયો છે. જે અનાર્યોને આર્યોએ જંગલોમાં હાંકી મૂકયા હતા તેઓ ઘણા ભયંકર હતા, અને આર્ય રાજ્ય ઉપર વારંવાર હુમલા કરતા. જે ઋષિ બ્રાહ્મણો વનમાં રહી યજ્ઞ વિગેરે કરતા તેમાં પણ તે અનાર્યો કે રાક્ષસો ઉપદ્રવ કરતા હતા. દશરથ રાજાને આ રાક્ષસો સાથે ઘણાં ભયંકર યુદ્ધો

**રાક્ષસોનો ઉપદ્રવ.**

પણ થયાં હતાં. એ દશરથ રાજાને ચાર પુત્રો હતા. તેમાં મ્હોટા પુત્ર રામ એટલા બધા સત્યવાદી એકનિષ્ઠ અને પિતૃભક્ત તથા પરાક્રમી હતા કે આર્યો તેમને દેવ કે ઇશ્વર તરીકે પાછળથી પૂજવા લાગ્યા. રામે ન્હાની ઉંમરમાં પણ ઘણાં પરાક્રમો કર્યાં હતાં અને કેટલાક ભયંકર રાક્ષસોનો તો નાશ પણ કર્યો હતો. વળી ન્હાનપણમાંજ તેમનામાં એવા સારા સદ્‌ગુણો હતા કે દરેક જણ તેમને ચ્હાયા વગર રહેતું નહિ. ગુરૂ વસિષ્ઠને આશ્રમે રહી તેમણે ઘણી વિદ્યા સંપાદન કરી હતી, અને લડવાની કળા પણ સારી રીતે શીખ્યા હતા. યોગ્ય વયે તેમનું લગ્ન મિથીલા નગરીના જનકરાજાની પુત્રી સીતા સાથે થયું હતું. સીતાના લગ્ન માટે સ્વયંવર રચાયો હતો અને જનકની શરત પ્રમાણે એક ભારે ધનુષ્યને રામે તોડી નાંખ્યું હતું. તેથી સીતા તેમને વર્યાં હતા. ઘણા બળવાન રાજાઓ ત્યાં સ્વયંવરમાં એકઠા થએલા, પણ ધનુષ્ય એટલું ભારે હતું કે કોઇપણ રાજા કે રાજકુંવરથી ઉંચકાયું નહિ. રામે તો સહેલાઇથી તેના કટકે કટકા કરી નાંખ્યા હતા. દરેક વિદ્યાર્થી રામ જેવા સદ્‌ગુણી અને સત્યવાદી થવાની કોશિષ કરે તો તેમને પણ દરેકજણ ચ્હાયા વગર રહે નહિ. સીતા પણ ઘણા સદ્‌ગુણી હતા અને પતિની સેવા કરવામાં આનંદ માનતા. તેમના ગુણોનું કન્યાઓ અનુકરણ કરે તો તેઓને ઘણો લાભ થાય.

**રામવનવાસ.**

રામસીતાના લગ્ન થયા પછી રામને યુવરાજપદ આપવા દશરથ રાજાએ નક્કી કર્યું. પણ દશરથ રાજાની ત્રીજી રાણી કૈકેયીએ પોતાને આપેલા વચન પ્રમાણે પોતાના પુત્ર ભરતને રાજ્યપદ મળે એમ માંગણી કરી. દશરથ રાજા વચનથી તેની સાથે ઘણા વખત પહેલાં બંધાઇ ગયા હતા કે તું જે માગશે તે વરદાન આપીશ. અને તે પ્રમાણે કૈકેયીએ હઠ કરી રામને બદલે ભરતને ગાદી આપવી અને રામને ચૌદ વર્ષ સુધી વનમાંજ રહેવું એવીજ માંગણી કરી. આથી દશરથ રાજાને ઘણો શોક સંતાપ થયો અને તેઓ દુઃખમાંજ મરણ પામ્યા. રામ પિતૃભક્ત હતા એટલે ભરતે તથા પ્રજાજનોએ ઘણા સમજાવ્યા

છતાં ગાદીનો સ્વીકાર કર્યો નહિ, અને "પિતાનું વચન પાળવુંજ જોઇએ" એમ કહી વનમાં જવા તૈયારી કરી. તેથી નગરજનો ઘણા દુઃખી થયાં. તેમની સ્ત્રી સીતા જે પતિની સેવા કરવામાંજ આનંદ માનતા હતા તેણે પણ વનના દુઃખોને નહિ ગણકારતાં ઘણું સમજાવ્યા છતાં રામ સાથેજ વનમાં જવાનું પસંદ કર્યું; તથા રામના ભાઇ લક્ષ્મણ કે જેમનો પ્રેમ રામ ઉપર ઘણોજ હતો તે પણ રામ સાથે વનમાં જવા તૈયાર થયા. નગરના લોકોએ પણ એવી હઠ લીધી કે રામને તો જવા નજ દઇએ, અથવા અમો પણ અમારા પ્રિય રામ સાથે વનમાંજ રહીશું. પણ રામે તેમને સમજાવ્યા કે રાજવ્યવસ્થા ભાંગી જશે અને નગરજનોને જે રાક્ષસો ઉપદ્રવ કરે છે તેમનો નાશ કરી હું પાછો આવીશ. ત્યારેજ તેઓ નગરમાં રહ્યા. લોકોનો પોતાના રાજકુંવર ઉપર કેટલો બધો પ્રેમ! એ પ્રેમ રામના સદ્‌ગુણોને લીધેજ હતો. રામ, લક્ષ્મણ અને સીતા સહિત ગોદાવરી નદીને કાંઠે હાલ નાશિક છે તે જગ્યાએ પંચવટીમાં ઝુંપડામાં રહી, નિયમ પ્રમાણે વનવાસ ભોગવતા હતા. કૈકેયીએ ધાર્યું હશે કે રામ દુઃખી થશે પણ રામ તો પોતાના સદ્‌ગુણોને લીધે વનમાં વસતા ઋષિમુનીઓ સાથે જ્ઞાનચર્ચા કરવામાં આનંદ ભોગવતા, અને સીતા તથા લક્ષ્મણ તેમની સેવા કરતા અને ત્રણે પોતાનો સમય આનંદમાં ગાળતા હતા.

**સીતાહરણ.** ગોદાવરીની દક્ષિણે ઘાડાં અને ભયંકર જંગલો હતાં, અને તેમાં અનેક રાક્ષસો વસતા હતા. તે બધાનો રાવણ નામે રાજા લંકામાં રાજ્ય કરતો હતો. સીતાના સ્વયંવર વખતે સીતાને પરણવાની ઇચ્છાથી તે પણ મિથીલા નગરીમાં આવ્યો હતો. પણ તેનાથી સ્વયંવરમાંનું ધનુષ્ય ઉચકાયું પણ ન્હોતું, અને સીતાને પરણવામાં તે નિષ્ફળ થયો હતો. તેને ખબર મળી કે રામ સીતા સાથે વનમાં રહે છે એટલે તેણે સીતાને છાનામાના ઉપાડી જવાની યુક્તિ રચી.

એક ઘણાજ સુંદર ભપકાદાર ચર્મવાળો મૃગ રામસીતાના આશ્રમ આગળ તેણે મોકલ્યો. સીતાએ રામને કહ્યું "એ મૃગને પકડી લાવો." એટલે રામને તે મૃગ પાછળ જવું પડયું. પણ લક્ષ્મણને આશ્રમમાં સીતાની રખેવાળી કરવા રહેવા દીધા. રામ મૃગ પાછળ ઘણે દૂર નીકળી ગયા છે એમ ધારી રાવણ જે છૂપાઇ રહ્યો હતો તેણે રામ બોલતા હોય એ પ્રમાણેજ લક્ષ્મણને બુમ પાડી એટલે લક્ષ્મણ રામની મદદે દોડી ગયા. લાગ જોઇ રાવણ સાધુ વેષે ભિક્ષા માગવા આવ્યો અને સીતાને ઉંચકી રથમાં નાંખી ચાલ્યો ગયો. મૃગને મારી રામ લક્ષ્મણ પાછા આવ્યા અને આશ્રમમાં જુએ છે તો સીતા ન મળે. બંન્ને ભાઇઓ ઘણા દુ:ખી થયા અને આજુબાજુ ઘણો વખત શોધ કરી. છેવટે તેમને સીતાને રાવણ ઉપાડી ગયો છે એવી ખબર મળી. બંને ભાઇઓ ઘણા મુઝાયા કેમકે રાવણના રાજ્યમાં જવા માટે લગભગ ૪૦ માઇલ દરિઓ ઓળંગવો પડે એમ હતું. અને તેઓ બંને એકલાજ હતા. તેમની પાસે કંઇ લશ્કર ન્હોતું. તેઓ યુક્તિ શોધતા અને ફરતા ફરતા છેક દક્ષિણ હિંદમાં હાલ જ્યાં નીલગીરિ પર્વત છે ત્યાં આવ્યા. તે વખતે ત્યાં વાલી નામે વાનર રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના ભાઈ સુગ્રીવનું રાજ્ય પચાવી પાડયું હતું. સુગ્રીવે પોતાનું રાજ્ય વાલી પાસેથી પાછું મળે તો રામને મદદ કરવાનું વચન આપ્યું.

**સુગ્રીવ સાથે મૈત્રી**

રામની મદદથી વાલીનો નાશ થયો. સુગ્રીવને તેનું રાજ્ય પાછું મળ્યું. સુગ્રીવે હવે પોતાના વચન પ્રમાણે એક મ્હોટું લશ્કર હનુમાનની સરદારી નીચે તૈયાર કરી, સીતાની શોધ કરવાની અને રાવણ ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરી. દરિઆમાં લશ્કર પાસે મોટા મોટા પથરાઓ નંખાવી લંકા સુધી જવાનો રસ્તો તૈયાર થયો કે રામે સુગ્રીવના લશ્કર સાથે લંકામાં પ્રવેશ કર્યો. પહેલાં તો રાવણને સમજાવી સીતા પાછી આપવાનું કહેવડાવ્યું.

રાવણને મંદોદરી તથા ભાઈ વિભીષણે પણ ઘણો સમજાવ્યો. રાવણ ઘણો અભિમાની અને હઠીલો હતો, એટલે તેણે કોઇનું કહ્યું માન્યું નહિ. અને રામ સાથે લડવાનુંજ પસંદ

**રાવણવધ**

કર્યું, પણ સીતાને પાછી સોંપવાનું નાજ કહ્યું. વિભીષણ રામને મળી ગયો. આખરે ઘણા દિવસ સુધી ભયંકર લડાઇઓ થઈ. રામના તથા રાવણના ઘણા લશ્કરનો નાશ થયો. સુંદર, સોનાનું લંકા શહેર લગભગ ઉજ્જડ થઈ ગયું. છેલ્લી વખતે પણ રામે રાવણને સમજાવી સીતા પાછી સોંપવા કહ્યું. પણ રાવણે તો છેવટ સુધી લડવાનુંજ ચાલુ રાખ્યું. લડાઈમાં રાવણનો પુત્ર ઇંદ્રજીત, તેનો ભાઈ કુંભકર્ણ તથા ઘણા સગાંઓનો પણ નાશ થયો; અને રામ સાથે લડતાં લડતાં પોતે પણ મરણ પામ્યો. આ લડાઇમાં ઘણા રાક્ષસોનો નાશ થયો. રામે રાવણનું રાજ્ય વિભીષણને સોંપ્યું, અને સીતાને લઈ, ચૌદ વર્ષ પુરાં થવાથી અયોધ્યા પાછા ફર્યા. લોકોએ તેમનો ભારે સત્કાર કર્યો. પણ કેટલાક સીતાની નીંદા કરવા લાગ્યા કે રાવણને ત્યાં રહેલી સીતાનો રામે કેમ અંગીકાર કર્યો ? સીતાને રામે આથી વનમાં વસિષ્ઠ ઋષિને ત્યાં મોકલી દીધાં. વનમાં ગયા પછી થોડાજ દિવસમાં સીતાએ લવ અને કુશ નામના બે પુત્રોને જન્મ આપ્યો. રામે આ વખતે અશ્વમેધ યજ્ઞ કર્યો. પછી સીતા ફરી નગરમાં આવ્યાં અને પોતાની પવિત્રતા નગરજનો સમક્ષ સાબીત કરવા અગ્નિમાં પ્રવેશ કર્યો અને છેવટે પૃથ્વીમાં અદૃશ્ય થઈ ગયાં. ત્યારપછી પણ રામે ઘણા વર્ષ સુધી રાજ્યકારભાર સારી પેઠે ચલાવી પ્રજાને સુખી અને આબાદ કરી.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. રામને સઘળા મનુષ્યો કેમ બહુજ વ્હાલા હતા ? ૨. રામને વનવાસ કેમ જવું પડયું ? ૩. સીતાને પાછી લાવવામાં રામને કેવો પ્રયત્ન કરવો પડયો ? ૪. રામે રાક્ષસોનો નાશ શા કારણોથી કર્યો ? ૫. સીતામાં કયા સદ્‌ગુણો હતા ?

**ભાગ ૨ જો મહાભારતની કથાઃ—કુરૂ અને પાંચાલ રાજ્યો. કૌરવો અને પાંડવો વચ્ચે અણુબનાવ. મહાભારતનું યુદ્ધ.**

**કુરૂ અને પાંચાલ રાજ્યો**

રામના સમય પછી હસ્તિનાપુરનું અને પાંચાલનું એમ બે મ્હોટાં બળવાન રાજ્યોનો આર્યાવર્તમાં ઉદય થયો. હાલના દીલ્હી પાસે તે જમાનામાં હસ્તિનાપુરનું રાજ્ય હતું. અને ત્યાં કુરૂવંશના રાજાઓ જેઓ કૌરવો કહેવાતા તેમનું રાજ્ય હતું. એ રાજ્યની પૂર્વે દ્રુપદ રાજાનું પાંચાલ નામે રાજ્યનગર હતું. હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્ર રાજાને સો પુત્રો હતા. તેઓમાં દુર્યોધન મોટો પુત્ર હતો. તે ઘણો કપટી, અભિમાની અને હઠીલો હતો. ધૃતરાષ્ટ્રના ભાઇ પાંડુને પાંચ પુત્રો હતા. તેઓ પાંડવો કહેવાતા. પાંડવોમાં યુધિષ્ઠિર મોટા અને સત્યવાદી, નમ્ર, સાદા, નિખાલસ અને સર્વનું ભલું ઇચ્છનાર હતા. તેમના ચાર ભાઇઓ ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ પણ સદ્‌ગુણી હતા. અર્જુન બાણુ-વિદ્યામાં અને ભીમ મલ્લવિદ્યા તથા ગદાથી લડવામાં પ્રવિણ તથા અતિશય બળવાન હતો. તે વખતે આ બે મ્હોટાં રાજ્યો સિવાય મદ્રદેશ (મદ્રાસ), દ્વારિકાનું, કનોજનું એમ બીજાં પણ ન્હાનાં રાજ્યો હતાં.

**અણુબનાવ થવાનાં કારણો**

સદ્‌ગુણી પાંડવોનો દ્વેષ દુર્યોધન કર્યા કરતો હતો. જો કે રાજગાદી ધૃતરાષ્ટ્ર ચલાવતો તોપણ દુર્યોધન પાંડવોને વારંવાર પજવ્યા કરતો, અને તેમનો નાશ થાય એમ ઇચ્છતો અને અનેક યુક્તિઓ રચતો હતો. ભીમ બહુ બળવાન હોવાથી તેના ઉપર દુર્યોધન ઘણીજ ઇર્ષા રાખતો, અને એક વખત ભીમને લાડુમાં ઝેર પણ ખવડાવી દીધું હતું. ભીમે પણ તેનું વેર વાળવા દુર્યોધનને ખૂબ માર્યો હતો. આ પ્રમાણે વારંવાર એક બીજા સાથે લડયા કરતા, તેથી ધૃતરાષ્ટ્રે પાંડવોને અડધું રાજ્ય આપી નવી રાજગાદી સ્થાપી આપી.

પાંડવોએ ઇંદ્રપસ્થ (હાલ જે દીલ્હી ગણાય છે તે) માં સારી પેઠે રાજ્ય ચલાવવા માંડયું. આ વખતે પાંચાલ દેશના દ્રુપદ રાજાએ પોતાની કુંવરી દ્રૌપદીનો સ્વયંવર રચ્યો. દ્રૌપદી સ્વરૂપવાન અને સદ્‌ગુણી હતી. તેને પરણવા ઘણા રાજાઓ આવ્યા હતા. દુર્યોધન પણ આવેલો અને ધારતો હતો કે દ્રૌપદી તેનેજ પરણશે. પાંડવોને તો તે મરી ગયલાં ધારતો, કેમકે દગાથી તેમને એક વખત બોલાવી મંગાવી એક મકાનમાં ઉતારો આપ્યો હતો, અને તે મકાન રાત્રે સળગાવી મૂકયું હતું. પાંડવો છૂપી રીતે ન્હાસી વનમાં રહેતા હતા. અને દ્રૌપદીના સ્વયંવરમાં પાડવો છૂપે વેશે આવેલા તે કોઈ જાણતું નહોતું. આ સ્વયંવરમાં એવી શરત હતી કે ઊંચા થાંભલા ઉપર ફરતી સોનાની માછલીની આંખ બાણથી વીંધે તેને દ્રૌપદી પરણે. વળી થાંભલાના વચલા ભાગમાં મોટું ત્રાજવું બાંધેલું તેમાં ઉભા રહીનેજ નિશાન તાકવાનું હતું. ઘણા રાજાઓ નિષ્ફળ નિવડયા. દુર્યોધન પણ શરત પુરી કરી શકયો નહિ. છેવટે પાંડવોમાંથી અર્જુને મચ્છવેધ કર્યો અને દ્રૌપદીના લગ્ન પાંચે પાંડવો સાથે કરવામાં આવ્યા. પાંડવોને શ્રીકૃષ્ણ જેઓ અતિશય પરાક્રમી અને સંપૂર્ણ જ્ઞાની હતા તેમની મદદ પણ હતી, તેથી આ વખતે દુર્યોધને હુમલો કર્યો પણ તેને હારી ન્હાસી જવું પડયું.

આમ દ્રૌપદીને પાંડવો પરણી ગયા તેથી દુર્યોધન મનમાં ને મનમાં ઘણો બળવા લાગ્યો, અને પાંડવોને જુગાર રમવા સમજાવ્યા. યુધિષ્ઠિર અને દુર્યોધન જુગાર રમ્યા. પાંડવો પોતાનું રાજ્ય હારી ગયા. છેલ્લા દાવમાં દ્રૌપદીને પણ હારી ગયા. છેવટે એવું નકકી થયું કે દ્રૌપદીને લઇ પાંડવોએ બાર વર્ષ વનમાં રહેવું અને તેરમે વર્ષે છુપા રહેવું. તે વર્ષમાં ઓળખાઇ જવાય તો પાછું ફરીને બાર વર્ષ વનમાં જવું. હવે દુર્યોધનને આખું રાજ્ય મળ્યું હતું તો પણ પાંડવોનો નાશ કરવા તેમને તેણે વનમાં પણ પજવવામાં બાકી રાખી નહિ. યુધિષ્ટિર ક્ષમાનો અવતાર હતા. ભીમ અર્જુન વારંવાર દુર્યોધન સાથે લડવાનું કહેતા પણ યુધિષ્ટિર તેમને રોકતા. આ ઉપરથી એવું સમજાય છે કે

ભલા માણુસો પોતાની ભલાઈ છોડતા નથી. અને ખરાબ માણુસ પોતાની અદેખાઇને લીધે બીજાને વગર કારણે દુ:ખ દે છે.

પાંડવો તો વનમાં રામની માફક ઋષિમુનિઓના સમાગમમાં પોતાનો વખત આનંદથી ગાળતા હતા. એમ કરતાં કરતાં વનમાં રહેવાના બાર વર્ષ પુરાં થયાં એટલે તેઓ વિરાટ નગરમાં છૂપા વેષે રહ્યા. કૌરવોએ તેમને શોધી કાઢવા ઘણો પ્રયત્ન કર્યો, પણ છૂપા રહેવાનું એક વર્ષ પુરૂં થઈ ગયું, એટલે પાંડવોએ પોતાનું રાજ્ય પાછું માંગ્યું. દુર્યોધને તેમના રાજ્યમાંથી એક ગામ પણ પાછું નહિ આપવાની હઠ લીધી. શ્રીકૃષ્ણ તેને સમજાવવા ગયા પણ તેમનું પણ તેણે અપમાન કર્યું. અને પોતાના વડીલ ભીષ્મ તથા ગુરૂ દ્રોણાચાર્યનું પણ કહ્યું માન્યું નહિ. એટલે છેવટે ન છૂટકે પાંડવોને લડાઈની ભારે તૈયારી કરવી પડી.

**મહાભારતના યુદ્ધનાં કારણો.**

સામસામા બંને પક્ષોએ લશ્કર એકઠું કરવા પોતપોતાના પક્ષના રાજાઓને નિમંત્રણ મોકલ્યું. ઘણા ન્હાના ન્હાના રાજાઓએ કૌરવોને મદદ કરી. પાંડવોની મદદે શ્રીકૃષ્ણ, દ્રુપદરાજા, વિરાટરાજા તથા બીજા રાજાઓ આવ્યા. પાણિપતના મેદાનમાં ( કુરૂક્ષેત્રમાં ) સામસામા લશ્કરોએ છાવણી નાંખી. કૌરવો પાસે ૧૧ અક્ષોહીણી અને પાંડવો પાસે ૭ અક્ષોહીણી લશ્કર હતું. એક અક્ષોહીણીમાં હાથી, ઘોડા અને રથ તથા પાયદળ મળી ૨૧૮૭૦૦ માણસના લશ્કરની ગણત્રી થાય છે. પાંડવો પાસે લશ્કર ઓછું હતું. પણ તેમાં ઘણાજ બળવાન યોદ્ધાઓ હતા. લડાઇની શરૂઆતમાં અર્જુને લડવાનું ના કહેતાં તેને શ્રીકૃષ્ણે ઉપદેશ કર્યો જે "ગીતા" તરીકે જાણીતો છે. આ ભયંકર યુદ્ધ ફક્ત ૧૮ દિવસજ ચાલ્યું, છતાં તેમાં બંને તરફના લગભગ સઘળા લડવૈયા કપાઈ મૂઆ.

**યુદ્ધ અને કૌરવોનો વિનાશ**

---

ગીતા હિંદુ ધર્મનું એક મુખ્ય પુસ્તક છે.

કૌરવોનો નાશ થયો. પાંડવો જીવતા રહ્યા. તેમણે હસ્તિનાપુરની ગાદી ઉપર રાજ્ય ચલાવ્યું. શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા ગયા. યુધિષ્ઠિર જે સદા સરળ સ્વભાવના અને દયાળુ હતા તેમને પોતાના સગાંઓનો નાશ કરી મેળવેલું રાજ્ય ભોગવવું ગમ્યું નહિ, તેથી પાંચે ભાઇઓ દ્રૌપદી સહિત હિમાલય પર્વત ઉપર બરફમાં પોતાનો દેહ ગાળી નાંખવા ચાલ્યા ગયા, અને રાજ્ય અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર પરિક્ષિતને સોંપ્યું. હિમાલય જતાં પહેલાં લડાઈ કરી અનેક જીવોનો સંહાર કર્યાના પ્રાયશ્ચિત તરીકે પાંડવોએ એક મોટો યજ્ઞ કર્યો હતો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. પાંડવોના સદ્‌ગુણો અને કૌરવોના દુર્ગુણો કયા કયા હતા? ૨. દ્રૌપદીના સ્વયંવરમાં કેવી શરત હતી? ૩. મહાભારતનું યુદ્ધ થવાના કારણો કયા કયા હતા? ૪. પાંડવોએ પોતે યુદ્ધમાં મેળવેલું રાજ્ય કેમ ભોગવ્યું નહિ? ૫. યુધિષ્ઠિરનું ચારિત્ર કેવું હતું? ૬. શ્રીકૃષ્ણ કોણ હતા?

## પ્રકરણ ૪ થું.

## મહાભારતના યુગ પછી દેશની સ્થીતિ.

### બ્રાહ્મણ સમય:—બ્રાહ્મણ ધર્મની પડતી. હિંદમાં ન્હાનાં ન્હાનાં રાજ્યો.

મહાભારતના યુદ્ધ પછી જે સમય ગયો તેમાં બ્રાહ્મણો રાજ-કાજમાં કરતા કારવતા રહ્યા. અને તેમણે જે વિદ્યા પ્રાપ્ત કરી હતી તેમાંથી દેશમાં મોજશોખ અને એશઆરામ વધવા લાગ્યા. આ બ્રાહ્મણ સમયને યજ્ઞોનો યુગ કહીએ તો પણ ચાલે. કેમકે બ્રાહ્મણોએ મંત્રો રચી અનેક યજ્ઞોની યોજના કરી હતી.

**બ્રાહ્મણ સમય અથવા યજ્ઞયુગ.**

યજ્ઞ કરવાથી સ્વર્ગે જવાય છે એવી માન્યતાને લીધે યજ્ઞમાં પશુઓના બલીદાન દેવોને સંતુષ્ટ કરવા આપવા લાગ્યાં. ઘણા રાજાઓ તથા દ્રવ્યવાન મનુષ્યો યજ્ઞો કરાવતા. તે યજ્ઞો ઘણા દિવસ સુધી ચાલત.

યજ્ઞોમાં ઉત્સવો થતા. તેમાં લોકોનું મન મોજમઝામાં પરોવાએલું રહેવા લાગ્યું, એટલે તેઓ અંતઃકરણની શુદ્ધિ માટેનો ધર્મ ભૂલવા લાગ્યા. યજ્ઞોમાંજ સર્વ ધર્મ માનવા લાગ્મા. યજ્ઞ નિમિત્તેની હિંસા પણ વધી પડી.

**ધર્મની પડતી અને તેથી દેશની પડતી.**

કોઈપણ દેશના લોકો જ્યારે મોજશોખમાંજ ઘણો વખત ગાળે છે, ત્યારે તેમની પડતી થાય છે; અને ધાર્મિક બળ ઓછું થવાથી સદ્ગુણોની ખીલવણી બંધ પડતાં દુર્ગુણોનો વાસ તેમના મનમાં થાય છે, અને તેને પરિણામે લોકો દુઃખી થાય છે. જે ઉત્તમ શાસ્ત્રોનો આર્યોએ પોતાના પૂર્વજો તરફથી વારસો મેળવેલો તેમાં કંઈ વધારો થઈ શકયો નહિ, એટલુંજ નહિ પણ ઘણાં ઉત્તમ શાસ્ત્રો સમજવાની અને આચરણમાં ઉતારવાને બદલે ભૂલાઈ જવા લાગ્યાં. અને કેટલીક જગ્યાએ તો એ શાસ્ત્રોનો ઉંધો અર્થ કરી પોતાના સ્વાર્થ માટેજ લોકો શાસ્ત્રનો અભ્યાસ કરતા થઈ ગયા. આ સમયથી એટલે આજથી લગભગ અઢીહજાર વર્ષ પહેલાના સમયથી હિંદનો ઇતિહાસ મળી શકે છે.

**ન્હાનાં ન્હાનાં રાજ્યો.**

પ્રજાની આમ ધર્મમાં પડતી થવાથી રાજ્યવ્યવસ્થા બરાબર રહી નહિં, અને અસલના મ્હોટાં પ્રખ્યાત રાજ્યોને બદલે હિંદ ઘણાં ન્હાનાં ન્હાનાં (પાંચદશ ગામનું પણ એક) એવાં રાજ્યોમાં વ્હેંચાઈ ગયું. તોપણ ચાર પાંચેક મ્હોટા અને બારેક બીજાં મુખ્ય રાજ્યો તે સમયે હતાં. સર્વમાં પ્રખ્યાત મગધનું રાજ્ય હતું. તેમાં શિશુનાગ વંશના રાજાઓ પ્રખ્યાત હતા. જાણીતા રાજા બિંબિસાર પણ આ વંશમાંજ થઈ ગયા. મગધ સિવાય કોશલ, અવન્તી અને સત્વ રાજાઓના રાજ્યો પણ આ યુગમાં હતાં. બિંબિસારના પુત્ર અજાત શત્રુએ પિતાનું ખૂન કરી ગાદી મેળવી હતી એમ કહે છે. આ ઉપરથી સમજાશે- કે સમાજની, રાજાઓની અને રાજ્યોની તે સમયે કેવી હાલત હશે. જો કે શિશુનાગ જેવા કોઈક

બળવાન રાજા પણ થયા હતા. તેણે પરાક્રમ કરી મગધનું રાજ્ય મેળવ્યું હતું. છતાં રાજામાં ધાર્મિક ભાવના ઘણે અંશે ઓછી થઈ ગએલી હતી.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. તે સમયના (યજ્ઞયુગના) સમાજની પડતી કેવી રીતે થઈ? ૨. પડતી થવાનું કારણ "ધાર્મિક-ભાવના ઓછી હતી" એ હતું, એમ શા ઉપરથી કહી શકાય?

## પ્રકરણ ૫ મું.

### બુદ્ધ અને જૈન ધર્મોનો ઉદય.

બુદ્ધના ગુણ. બુદ્ધનો સંસાર ત્યાગ. સત્યના જ્ઞાન માટેની તપશ્ચર્યા. **બુદ્ધને થએલું જ્ઞાન અને લોકોને ઉપદેશ. બૌદ્ધ ધર્મની ચઢતી પડતી. જૈન ધર્મનો સારાંશ.**

આગળ કહેલા યજ્ઞયુગના જમાનામાં કાશીની ઉત્તરે આસરે સો એક માઈલને અંતરે કપિલવસ્તુ નગરમાં શુદ્ધોધન નામે બળવાન અને પવિત્ર રાજાનું રાજ્ય હતું. તેને ગૌતમ નામે એક પુત્ર હતો. ગૌતમ ન્હાનપણથીજ ઘણો દયાળુ અને વિચારશીલ હતો. તેના પિતાની ઇચ્છા એવી હતી કે ગૌતમ પોતાના જેવો બળવાન રાજા થાય. તેથી તેણે ગૌતમને યુદ્ધ કળાનું સારૂં શિક્ષણ આપ્યું હતું. તથા તલવાર ભાલા વિગેરે હથિયાર ચાલાકીથી વાપરતાં અને ઘોડે બેસી લડતાં શીખવ્યું હતું. પણ ગૌતમને આ બધું ગમતું નહોતું. કોઈપણ માણસને કે પ્રાણિને શામાટે જરાપણ દુઃખ દેવું એવા વિચાર તે વારંવાર કરતો. શિકાર કરતાં કરતાં તેને દયાનો વિચાર આવી જતો, અને ધનુષ્ય પર ચઢાવેલું બાણ પાછું મૂકી દેતો. ગૌતમના આવા દયાના અને અહિંસાના વિચારે ગૌતમના પિતાને મુઝવ્યો કે ગૌતમથી રાજ્ય ચલાવી શકાશે નહિ. અને ગૌતમ તેનો એકનો એક પુત્ર હોવાથી રાજ્ય કોણ ચલાવશે તેની તેને ભારે ફીકર પડી. તેથી તેણે ગૌતમનું ફક્ત ૧૮ વર્ષની ઉમરે યશોધરા નામની સુંદર

**બુદ્ધના ગુણ.**

કન્યા સાથે લગ્ન કરાવી દીધું, કે જેથી ગૌતમનું મન સંસારના કાર્યોમાં લાગે અને તે રાજ્ય ચલાવી શકે. ગૌતમને તો સંસારમાં કંઈ સુખ હોય એમ સમજાતુંજ નહોતું; પણ તેને સંસાર દુઃખ અને અનેક દુર્ગુણોથી તથા હિંસાથી ભરેલો દેખાતો. અને તે દુઃખ વિગેરે દૂર કરવા શા ઉપાયો લેવા તેનાજ વિચારમાં તે તલ્લીન રહેતો. એક વખતે ગૌતમના પિતા તેને પોતાની સાથે ફરવા લઇ ગયા. ત્યાં રસ્તાની આજુબાજુ કુદરતનું સૌંદર્ય ખીલી રહેલું તે જોઇ તે રાજી થશે એમ એના પિતાએ ધાર્યું. પણ રસ્તે ગૌતમના જોવામાં એક બે હિંસાના દેખાવો પડયા. તેથી ગોતમ ઘણાજ ખિન્ન થઈ ગયા. તેણે જોયું કે એક કબુતર માખીઓને મારી ખાય છે, અને એક બાજપક્ષીને તેણે કબુતરને મારી નાખતાં તથા એક ખેડુત અશક્ત બળદને મારતો હતો તે જોયું. ગૌતમના દયાળુ હૃદયમાં આથી ઘણું દુઃખ થયું અને તેઓ પાછા ઘેર ગયા.

આ દેખાવો જોયા પછી ગૌતમ લગભગ હંમેશ ઉદાસ રહેતો. તેને સંસારમાંના દુઃખોનો અંત લાવવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ.

**બુદ્ધનો સંસાર ત્યાગ**

ગોતમને એક રાહુલ નામે પુત્ર પણ હતો. પોતાની સ્ત્રી અને પુત્ર થતા વૈભવની કોઈ પણ વસ્તુ તેના મનની ઉદાસી દૂર કરી શક્યાં નહિ. તેવામાં વળી તેને એક રાત્રે સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં તેણે એક ઘરડા અશક્ત માણસને એમ બોલતો સાંભળ્યો કે "ગૌતમ તું પણ એક વખત મારા જેવો ઘરડો અને અશક્ત થઇ જશે." ફરીથી તેણે સ્વપ્નમાં અતિશય માંદા અને ટંડીને લીધે અકડાઈ ગયેલા માણસને એમ બોલતો સાંભળ્યો કે "ગૌતમ તું પણ એક વખત આ પ્રમાણે અશક્ત અને માંદો થઇ જશે." વળી એક મરણ પામેલા મનુષ્યને સ્વપ્નમાં તેણે જોયો અને એવું સાંભળ્યું કે "ગૌતમ તારે પણ મરવાનું તો છેજ." તે જાગી ઉઠયો અને વિચાર્યું કે આ સંસારમાં મનુષ્યો ભાવિ દુઃખનો વિચાર પણ કરતાં નથી. મોજ-મઝામાં રચ્યાપચ્યા રહે છે અને મરણ જે નક્કીજ છે તેને વિશે

વિચાર કર્યા વગર પાપકર્મો કર્યા કરે છે. તેમની મરણ પછી કેવી ખરાબ સ્થિતિ થશે ! આ વિચારથી તે કંપી ઊઠયો અને સંસારદુઃખનો ઉપાય શોધી કાઢવા પોતાના વૈભવનો ત્યાગ કરી એક રાત્રે છાનોમાનો જંગલમાં સાધુ વેષે ચાલી નીકળ્યો. દુઃખનો ઉપાય શોધી કાઢવા અને આ નાશવંત સંસારમાં ખરૂં સત્ય શું છે તે શોધી કાઢવા એક

**સત્ય જ્ઞાન માટે બુદ્ધની તપશ્ચર્યા**

બ્રાહ્મણનો પોતે શિષ્ય બન્યો. તે બ્રાહ્મણ તેને દુઃખનો ઉપાય કે સત્ય વસ્તુ શી છે તે બતાવી શક્યો નહિ, એટલે તેને છોડી ગૌતમ ઘાડા જંગલમાં જતો રહ્યો, અને વ્રત ઉપવાસ વિગેરે કરી સત્યની શોધ કરવા મંડયો.



સમાધિસ્થ બુદ્ધ.

ઘણા સખત નિયમો પાળવાથી અને ઉપવાસો કર્યાથી તેનું શરીર તદ્દન સુકાઇ ગયું, પણ તેને એમ કરવાથી પણ દુઃખનો ઉપાય જડયો નહિ. આવી તપશ્ચર્યામાં તેણે લગભગ સાત વર્ષ ગાળ્યાં. ત્યાર પછી એક વખતે તે પ્રયાગ પાસેના

**બુદ્ધને થએલું જ્ઞાન અને લોકોને ઉપદેશ.**

એક જંગલમાં પિપળાના એક ઝાડ નીચે વિચારમાં લીન થઈ બેઠો હતો ત્યારે તેને પોતે ઉપાય શોધતો હતો તે જડી આવવાથી તે ઘણો રાજી થયો અને પોતે બુદ્ધ એટલે જાગૃત થએલો એવું નામ ધારણ

કર્યું. તેને સમજાયું કે સંસારના મોજશોખ ભોગવવાથી દુઃખનો નાશ થતો નથી, તેમજ વ્રત, ઉપવાસ કરી નિયમો હંમેશ પાળ્યા કરી દુઃખ ભોગવ્યા કરવાથી પણ દુઃખનો નાશ થઇ શકતો નથી. જો દરેક બીજા તરફ દયા ભાવથી વર્તે, જરાપણ હિંસા ન કરતાં બીજાના સુખમાં વધારો કરે; હંમેશ સાચું બોલે; અને પ્રાણિમાત્ર તરફ પણ પ્રેમ અને દયાથી વર્તે તો સંસારના ઘણાખરા દુઃખોનો નાશ થઈ જાય. યજ્ઞોમાં પ્રાણિની હિંસા કરવાથી દેવો રાજી થાયજ નહિ; અને મોજમઝા કરવાથી માણુસની દુઃખની ચિંતા દૂર થઈ શકેજ નહિ. આ વિચારોનો ઉપદેશ તેણે લોકોને સમજાવવા માંડયો. તેણે લોકોને કહ્યું કે યજ્ઞની હિંસા બંધ કરો; કોઈપણ માણસ કે પ્રાણિને જરા જેટલું પણ શરીરનું કે મનનું દુઃખ આપો નહિ. હરહંમેશ સાચુંજ બોલો, દરેક પ્રાણિ તરફ દયા અને પ્રેમ બતાવો, હળીમળીને રહો; તથા મોજશોખ વધારવાને બદલે ઓછાં કરવા પ્રયત્ન કરો. સાદું અને પવિત્ર જીવન ગુજારી આ જીંદગી અને મરણ પછીની જીંદગીમાં સુખી કેમ થવાય તેનો વારંવાર વિચાર કરો તેથી તમને મોક્ષ કે નિર્વાણ પ્રાપ્ત થશે. આ પ્રમાણે તેણે લોકોને સમજાવવા માંડયું. થોડા વખતમાં તેના ૬૦ શિષ્યો થયા. તેમને પણ તેણે લોકોને તેજ પ્રમાણે ઉપદેશ કરવા મોકલી દીધા. લોકોને આ ઉપદેશની સારી અસર થઇ અને જોતજોતામાં ગૌતમના આ નવા ધર્મમાં અનેક લોકો દાખલ થયા. તે ઉપદેશ કરતો કરતો રાજગૃહ નગરમાં ગયો. ત્યાંની આખી પ્રજા એના ધર્મમાં દાખલ થઈ. પછી તેણે પોતાના પિતાને ત્યાં જઈ ઉપદેશ કર્યો. તેના પિતા અને નગરજનો પણ તેને જોઈ રાજી થયાં અને ખુશીથી તેનો ઉપદેશ સ્વીકાર્યો.

**બૌદ્ધ ધર્મની ચઢતી પડતી**

બુદ્ધનાં ઉપદેશ શિષ્યોમાં જેમ જેમ વધારો થતો ગયો તેમ તેમ બુદ્ધે તેમને આખા હિંદના જુદા જુદા ભાગોમાં, સિલોન, ચીન, જાવા, સુમાત્રા અને છેક દૂરના ભાગોમાં પણ ઉપદેશ કરવા મોકલી દીધા. દરેક જગ્યાએ લોકોમાંથી ઘણા ખરા આ નવા ધર્મમાં

દાખલ થયા. સાધ્વી સ્ત્રીઓએ પણ ઉપદેશ કરવાનું માથે લીધું. પોતાના શિષ્યો અને શિષ્યાઓ માટે તેણે નિયમો ઘડયા, કે તેણે વસ્તીથી દૂર ગુફાઓ એટલે વિહારમાં રહી કડક નિયમો પાળવા, અને ઉપદેશના વિચારમાં લીન રહેવું. તથા લોકોને ઉપદેશ કરવો, અને ભિક્ષા માગી જીવન ગુજારવું. પોતે પણ તેજ પ્રમાણે ૪૫ વર્ષ સુધી ઉપદેશ કરતો રહ્યો, અને ૮૦ વર્ષની ઉમ્મરે દુનિઆ છોડી નિર્વાણ પામ્યો. તેના મરણ પછી પણ બુદ્ધના શિષ્યોને રહેવાના વિહાર કે મઠ પૂર્વ હિંદમાં એટલા બધા હતા તે તરફનો આખો પ્રદેશ હાલ પણ બિહાર પ્રાંત તરીકે જાણીતો છે. તે સિવાય આખા હિંદમાં એવા અનેક મઠ હતા. તેમાંના કાર્લિ, અજંટા, અને ઇલોરાના પર્વતમાં કોરી કાઢેલા મઠ હજી પણ જોવા લાયક ગણાય છે. બૌદ્ધ ધર્મ એ હિંદનો મુખ્ય ધર્મ રહ્યો. પણ પાછલા સમયમાં એ ધર્મના સાધુઓ અને સાધ્વીઓ તથા ધર્મ પાળનારા બુદ્ધના ઉપદેશ પ્રમાણે વર્તવાને બદલે દુર્ગુણોમાં ફસાઈ પડયા. અને તે સમયે કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય નામે સમર્થ વિદ્વાનોએ બ્રાહ્મણધર્મ ( અસલનો વેદધર્મ ) નો સચોટ ઉપદેશ કરવા માંડયો. જોતજોતામાં ઘણા લોકોએ બૌદ્ધધર્મને છોડી બ્રાહ્મણધર્મ સ્વીકાર્યો. શંકરાચાર્યના ઉપદેશની એવી અસર થઈ કે હિંદમાં બૌદ્ધધર્મ પાળનારાની સંખ્યા છેક ન્હાની થઈ ગઈ, છતાં પણ હાલ જાપાન સિલોન અને ચીનમાં બૌદ્ધધર્મ પાળનારા લોકો વિશેષ પ્રમાણમાં છે. કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય પછી વલ્લભાચાર્ય, માધવાચાર્ય, રામાનુજાચાર્ય વિગેરેના પ્રયત્નથી બ્રાહ્મણધર્મનો ઉદય થતો રહ્યો અને બૌદ્ધધર્મની છેક પડતી થઈ ગઈ.

**જૈન ધર્મનો સારાંશ.**

બુદ્ધના જમાનાના અરસામાંજ મહાવીર નામના સમર્થ વિદ્વાને ઈ. સ. પૂર્વે ૭મા સૈકામાં અહિંસાના સિદ્ધાંતનો ઉપદેશ કર્યો. તે ઉપદેશ જૈન ધર્મ નામે જાણીતો છે. એ ધર્મના મુખ્ય સિદ્ધાંત એ છે કે આ સંસાર અનેક જીવોનો બનેલો છે. પૃથ્વી, પાણી,

અગ્નિ, વાયુ, આકાશ એ સર્વ અસંખ્ય જીવોના સમુહરૂપ છે. હીલચાલ માત્રથી પણ એ જીવોને દુઃખ થાય છે. માટે માણસે એવી રીતે વર્તવું કે અદૃશ્ય પ્રાણિઓને પણ જરા જેટલીએ અડચણ કે દુઃખ પડે નહિ. તેઓ ઇશ્વરને માનતા નથી, પણ જીન અથવા તિર્થંકરને માને છે. એ ધર્મના સિદ્ધાંત પાળવાથી નિર્વાણ પામી શકાય છે. એ ધર્મમાં બે ફાંટા છે, શ્વેતાંબર અને દિગંબર. શ્વેતાંબર ધર્મી દેવોની મૂર્તિને ધોળાં વસ્ત્ર પહેરાવે છે, જ્યારે દિગંબર ધર્મી મૂર્તિને વસ્ત્ર પહેરાવતા નથી. તેઓએ પોતાના દેવાલયો વસ્તીથી દૂર પહાડો ઉપર ઘણા ભવ્ય દેખાવના અને ભારે ખરચે બંધાવ્યાં છે. કિંમતી આરસપહાણમાં સુંદર કોતરણી કરી બાંધેલાં દેવાલયો ઘણાજ જોવા લાયક છે. શહેરોમાં પણ દેવાલયો અને ઉપાશ્રયો હોય છે. તેમાં તેઓના સાધુ સાધ્વીઓ રહે છે, સખત નિયમો પાળે છે, અને ઘણા ઉપવાસો લાગલાગટ કરે છે. હાલમાં તેમની ઘણી વસ્તી મારવાડ, મ્હૈસુર અને ગુજરાતમાં છે. ગુજરાતમાં તેમનું યાત્રાનું સ્થળ પાલિતાણા છે; ત્યાંના અને આબુનાં દેવાલયો પ્રખ્યાત છે. જૈન ધર્મ માનનારા કેસરનો પીળો ચાંલ્લો કરે છે. પોતાના દેવાલયોમાં ભક્તિભાવથી કિંમતી આભુષણો અને સુગંધી પદાર્થો અર્પણ કરે છે. પહાડ ઉપરના દેવાલયો ઉપરાંત પત્થરમાંથી કોતરી કાઢેલી મોટી ભવ્ય મૂર્તિઓ પણ કેટલેક સ્થળે જોવામાં આવે છે. હિંદમાં હાલ જૈન ધર્મ માનનારાની સંખ્યા લગભગ બારેકલાખ જેટલી છે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ ગૌતમને બાલ્યાવસ્થામાં કેવા કેવા વિચારો આવતા? ૨. એના વિચારો જુવાનીમાં કેવી રીતે દૃઢ થતા ગયા? ૩. બુદ્ધે સંસાર દુઃખના નાશ માટે કયા ઉપાયો ઉપદેશ્યા? ૪. બૌદ્ધધર્મની પડતી કેવી રીતે થઈ? ૫. જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતો કયા છે? ૬. જૈન ધર્મ અને બુદ્ધ ધર્મમાં શું ફેર છે?

# પ્રકરણ ૬ ઠું.

## ચંદ્રગુપ્ત અને અશોક.

**મહાન સિકંદરની ચઢાઇ. ચંદ્રગુપ્તની રાજવ્યવસ્થા. અશોકનો દિગ્વિજય અને બૌદ્ધધર્મનો સ્વીકાર.**

**મહાન સિકંદરની ચઢાઇ.**

બુદ્ધના જમાના પછી લગભગ દોઢસો વરસે યુરોપખંડના ગ્રીસ દેશના રાજા મહાન સિકંદરે મોટા લશ્કર સાથે હિંદ ઉપર ચઢાઈ કરી હતી. સિકંદર ઇરાન અને અફઘાનિસ્તાનમાં થઇ દેશો જીતતો પંજાબમાં ખૈબરઘાટને રસ્તે ધસી આવ્યો અને તક્ષશિલા તથા બીજા ન્હાનાં રાજ્યો જીતી લીધાં. તે વખતે પંજાબમાં પોરસ નામે બહાદુર રાજા રાજ્ય કરતો હતો. તે સિકંદર સામે હાથી ઉપર બેસી લડવા ગયો. પોરસને મદદ કરવા હિંદમાંના કેટલાક ન્હાના રાજાઓ પોતપોતાના લશ્કર સાથે આવ્યા હતા. સિકંદરના યોદ્ધાઓ પણ બહાદુર હતા. તેમની પાસે સારા હથિયાર હતાં. વળી તેઓ એશિઆના બીજા દેશો જે તેમના રસ્તામાં હતા તે જીતતા આવ્યા હતા. તેઓમાં લડવાનો ઉત્સાહ હતો. પણ બહાદુર પોરસના લશ્કરે મજબુતીથી તેમનો સામનો કર્યો. જેલમ નદીને કિનારે ભારે યુદ્ધ થયું. તે વખતે સિકંદરે એકાએક હુમલો કર્યો. પોરસ બહાદુરીથી લડતાં જીવતો કેદ પકડાયો. સિકંદરનો વિચાર હિંદના બીજા દેશો જીતવાનો હતો, પણ પોરસના યોદ્ધાઓની બહાદુરી જોઇ સિકંદરનું લશ્કર નિરૂત્સાહિત થઈ ગયું હતું. અને તેથીજ સિકંદરથી ચંદ્રગુપ્તને પાટલીપુત્રનું રાજ્ય જીતવામાં મદદ થઈ શકી નહિ. પોરસ કેદ પકડાયા પછી સિકંદરે તેને પૂછ્યું કે મ્હારે તમારી સાથે કેવી રીતે વર્તવું? ત્યારે બહાદુર પોરસે કહ્યું "રાજા તરીકે." આ જવાબથી ખુશ થઈ સિકંદરે ઉદારતાથી તેનું રાજ્ય પાછું સોંપ્યું; ઉપરાંત પોતે જીતેલો મુલક પણ પોરસને સોંપ્યો.

તક્ષશિલા નગર તે વખતે વિદ્યાભ્યાસ માટેનું આખા હિંદનું મુખ્ય મથક હતું અને એશિયાખંડના જુદા જુદા ભાગમાંથી વિદ્યાર્થીઓ અભ્યાસ માટે ત્યાં આવતાં. હજારો વિદ્યાર્થીઓ ત્યાં જુદી જુદી વિદ્યા અને ઉચ્ચ કળાઓનું જ્ઞાન મેળવતા. તે નગરનો નદીના પુરથી નાશ થઇ ગયો હતો અને દટાઈ ગયું હતું. હાલમાંજ ખોદકામ કરી શોધખોળ કરવાથી એ નગરની કેટલીક હકીકત માલમ પડી છે. સિકંદરે હિંદની વિદ્યાકળાનો અભ્યાસ કરવા પોતાના ગ્રીસદેશના વિદ્વાનોને હિંદમાં રાખ્યા અને અહીંથી કેટલાક વિદ્વાનો અને કારીગરોને પોતાની સાથે લઇ ગયો. સિકંદર ગ્રીસ જવા પાછો ફર્યો, પણ રસ્તામાંજ તાવની બિમારીથી મરણ પામ્યો. તેના મરણ પછી સેલ્યુકસ નામના સરદારને કબજે સિકંદરનો એશિઆમાંનો જીતેલો મુલક રહ્યો.

**ચંદ્રગુપ્ત**

સિકંદર ચંદ્રગુપ્તને મદદ કરી શક્યો નહિ. પાટથી પુત્રની ગાદી ઉપર પોતાનો હક છે એમ ચંદ્રગુપ્ત માનતો હતો, કેમકે તે પાટલીપુત્રના રાજાનો પુત્ર હતો. પણ તેની મા એક દાસી હતી. તેથી તેને રાજ્ય મલ્યું નહોતું. તેણે ચાણાક્ય નામના ચતુર મુત્સદ્દી અને રાજનીતિ જાણનારા માણસની મદદથી પાટલીપુત્રનું રાજ્ય જીતી લીધું.

**રાજવ્યવસ્થા**

ચંદ્રગુપ્ત મૌર્યવંશનો પહેલો રાજા હતો. ચંદ્રગુપ્તના રાજ્યમાં ચાણક્ય પ્રધાન થયો. અને તેણે રાજવ્યવસ્થા ઘણી સારી રીતે કરી. ચાણક્યની રાજનીતિનાં હજુ પણ વખાણ થાય છે. ફોજદારી ગુન્હા માટે ભારે શિક્ષા થતી. તેથી ખૂન ચોરી વિગેરે ઓછાં થતાં. વળી તેણે રાજ્યમાં જુદા જુદા ખાતાંઓ નક્કી કરી, શહેર સુખાકારી. કળાકૌશલ્ય, જન્મ મરણની નોંધ માલની જકાત, દેશની પેદાશ વધારવી વિગેરે બાબતો ઉપરની દેખરેખ તે ખાતાના અધિકારીઓને સોંપી. ચંદ્રગુપ્તના રાજ્ય ઉપર સેલ્યુકસે ચઢાઇ કરી હતી, પણ સેલ્યુકસ હારી ગયો અને

ચંદ્રગુપ્તને પોતાની પુત્રી પરણાવી. સેલ્યુકસે **મેગેસ્થિનીસ** નામના એલચીને ચંદ્રગુપ્તના દરબારમાં રાખ્યો હતો. તેણે હિંદના તે સમયના રીતરિવાજો રાજનીતિ, કળાકૌશલ્ય વિગેરેનું વર્ણન લખ્યું હતું. દક્ષિણ હિંદમાં આ વખતે રાષ્ટ્રકૂટી, ચોલ, પાંડ્ય, કેરલ અને પૈઠનીક રાજવંશના રાજાઓનાં રાજ્ય હતાં.

**અશોકનો દિગ્વિજય અને બૌદ્ધ ધર્મનો સ્વીકાર**

ચંદ્રગુપ્તના મરણ પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો. બિંદુસારના પુત્ર અશોકની કીર્તિ અત્યાર સુધી મહાન કે પ્રિયદર્શી અશોક તરીકે કાયમ રહેલી છે. અશોકે લગભગ આખા હિંદુસ્થાનનાં બધા રાજ્યો જીતી લીધાં હતાં. અને બધે સારો બંદોબસ્ત ફેલાવ્યો હતો. હિંદમાં હાલ જ્યાં ઓઢિઆ પ્રાંત છે ત્યાં કલિંગ નામે દેશ તે વખતે હતો. ફક્ત તેજ દેશ જીતવો બાકી હતો. અશોકે મોટા લશ્કર સહિત કલિંગ ઉપર ચઢાઇ કરી જીતી લીધો એ લડાઈમાં બંને તરફના લશ્કરના એટલા બધા યોદ્ધાઓ કે ાઇ મૂઆ કે, તેથી અશોકને ભારે દીલગીરી થઇ. તેના અંતઃકરણમાં દયા ઉભરાઈ આવી, એટલે તેણે લડાઇની બંધી કરી. પોતે બૌધ ધર્મ સ્વીકાર્યો, અને તે ધર્મના સિંદ્ધાંતો ફેલાવવા માટે પોતાથી બને તેટલું કર્યું. વળી પોતાના પુત્ર અને પુત્રીને બૌધ સાધુ અને સાધ્વી બનાવી ઉપદેશ કરવા મોકલ્યા; દયાને પુણ્યનાં ઘણાં કામો કર્યાં. રસ્તા કુવા, દવાખાનાં, ધર્મશાળાઓ વગેરે બંધાવ્યા. બૌદ્ધધર્મના સિદ્ધાંતોને પર્વત ઉપર કોતરાવ્યા. તેની ઇચ્છા પહેલાં દિગ્વિજય કરી ઘણા દેશો જીતી કીર્તિ મેળવવાની હતી, પણ આટલા બધા લોકો ઉપયોગી કામો કરવાથી તેની કીર્તિ વિશેષ ફેલાઇ અને કાયમ રહી. તથા પ્રજાજનોએ એને પ્રિયદર્શી (જેને જોવાથીજ પ્રેમ થાય) એવું ઉપનામ આપ્યું. વળી તેણે બૌદ્ધધર્મના સિદ્ધાંતો તથા નીતિ નિયમો નક્કી કરવા હજારેક વિદ્વાન સાધુઓની સભા બોલાવી હતી. મૌર્યવંશનો જલદી અંત આવ્યો, અને ત્યાર પછી શૃંગવંશ, કણ્વવંશ, અને આંધ્રવંશના

રાજાઓએ રાજ્ય ચલાવ્યું હતું. પછી ગુપ્તવંશમાં સમુદ્રગુપ્ત નામે પ્રખ્યાત રાજા થયો હતો. અને બીજી સભા કનિષ્ક નામના પ્રતાપી રાજાએ અશોકના સમય પછી ઘણા વર્ષે બોલાવી હતી. વળી **હુએનસીંગ** અને **ફાહીઆન** નામના ચીના મુસાફરો બૌદ્ધ મંદિરોની જાત્રાએ આવ્યા હતા તેમણે હિંદની તે તે સમયની સ્થીતિનું વર્ણન સારી રીતે કર્યું છે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. સિકંદરની જીત થવાનાં કારણો આપો. ૨. તક્ષશિલાનું વિશ્વવિદ્યાલય તે વખતે શા માટે પ્રખ્યાત હતું ? ૩. અશોકને "પ્રિયદર્શી" એવું ઉપનામ અને કીર્તિ પ્રાપ્ત થવામાં એના કયા કામો કારણરૂપ હતાં ? ૪. ચંદ્રગુપ્તની રાજવ્યવસ્થા કેમ ઉત્તમ ગણાય છે.

## પ્રકરણ ૭ મું.

### વિક્રમાદિત્ય અને હર્ષવર્ધન.

**શકજાતિના હિંદ પર હુમલા. વિક્રમાદિત્યનો દરબાર અને સિંહાસન. હર્ષવર્ધનના સમયમાં દેશની આબાદી.**

ઇસ્વીસનની પહેલાં ૧૫૦ વર્ષ ઉપર ખૈબરઘાટને રસ્તે શકજાતિના ટોળેટોળાં હિંદ ઉપર હુમલા કરતા હતા. અને લૂંટ કરી ચાલ્યા જતા હતા. કેટલાક રાજાઓ તેમની સાથે લડતા હતા, પણ તે બધા રાજાઓમાં ઉર્જ્જયનિનો રાજા વિક્રમાદિત્ય ઘણો બળવાન હતો. તેણે શક લોકોને નસાડી મૂકવાનો નિશ્ચય કર્યો; અને જબરૂં લશ્કર લઇ શક લોકોને ઉપરાઉપરી એવી સખત હાર ખવડાવી કે તેઓ ફરી હુમલો કરવાનું ભૂલી ગયા. વિક્રમાદિત્ય જેવો બહાદુર હતો તેવોજ પરદુઃખભંજન પણ હતો; અને વિદ્યાનો ઘણોજ શોખીન હતો. એની કીર્તિ ઘણી ફેલાઇ અને લોકોએ એની કીર્તિ

**શકજાતિના હિંદ પર હુમલા.**

કાયમ રાખવા તેને "શિકારી" એટલે "શક લોકોનો નાશ કરનાર" એવું ઉપનામ આપ્યું. અને "સંવત્" નામનો સન ઇસ્વીસન પહેલાં ૫૬ વર્ષથી એના નામથી ચાલુ કર્યો. વળી દક્ષિણહિંદમાં શાલિવાહન નામનો ઘણો પ્રખ્યાત રાજા વિક્રમ પહેલાં હતો. તેનો 'શક' નામનો સન પણ હજી ચાલે છે. પ્રજાનું દુઃખ જાણવા માટે વિક્રમ રાત્રિએ વેશ બદલી ફરવા નીકળતો, અને જે કોઇનું દુઃખ એની જાણમાં આવે તે એ દૂર કરતો; આથી પ્રજાના સુખની વૃદ્ધિ થઇ. એને વેતાલભટ્ટ નામના બ્રાહ્મણે લોકોના દુઃખ જાણવામાં અને દૂર કરવામાં ઘણી મદદ કરી હતી.

**વિક્રમાદિત્યનો દરબાર અને સિંહાસન**

વિક્રમાદિત્યના દરબારમાં ઘણા વિદ્વાનો હંમેશ જુદા જુદા વિષયો ઉપર ચર્ચા ચલાવતા હતા; અને વિક્રમ પણ તેમાં ભાગ લેતો અને ઉત્તમ વિદ્વાનોને ઘણી બક્ષિસો આપતો. કોઈ નવો શ્લોક બનાવે કે તેને ઈનામ મળતુ; આથી વિદ્યાનો શોખ ઘણો વધી પડયો. વિક્રમ ન્યાય કરવામાં એટલો બધો ચોક્કસ હતો કે તેનો ન્યાય "અદલ" ગણાતો અને ન્યાય માગનાર બંને પક્ષો રાજી થતા. કહેવાય છે કે એ જે સિંહાસન ઉપર બેસી ન્યાય કરતો તે ન્યાયાસનમાંજ એવો પ્રભાવ હતો. સિંહના આકારના પાયાની બેઠક ઉપર તે સિંહાસન જડેલું હતું. તે ઉપર જે રાજા સદ્ગુણી અને પવિત્ર હોય તેજ બેસી શકે. સ્વાર્થી કે પાપી રાજા તેના ઉપર બેસવા જતાં કુદરતી રીતેજ અટકી પડતો. છતાં કોઇ તે ઉપર બેસવાનો પ્રયત્ન કરતો તો અમુક જાતનો અવાજ સિંહાસનમાંથી નીકળતો અને તે રાજાને વિઘ્ન નડતું. વિક્રમના સમય પછી એ સિંહાસન એક ટેકરી નીચે દટાઇ ગયું હતું. તે ટેકરી ઉપર બેસી ન્હાના છોકરાઓ પણ એવી રીતે બીજાની તકરારનો ન્યાય કરતા કે ઘણાજ ડાહ્યા અને વિદ્વાન માણસોને પણ આશ્ચર્ય થતું. એક વખત તે જમાનાના તે જગ્યાના રાજાના જાણવામાં આ વાત આવી. તેથી તેણે તપાસ કરાવી

અને ટેકરી નીચેથી વિક્રમનું સિંહાસન મળી આવ્યું. તે કાળા આરસનું બનાવેલું ઘણું ભારે રાજ્યાસન હતું. તે ઉપર એ રાજા બેસવા ગયો એટલે સિંહાસનમાંથી એને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછાતા સાંભળ્યા કે "હે રાજા તારામાં વિક્રમ જેટલી પવિત્રતા છે ! ત્હેં કોઇનું પણ રાજ્ય લઈ લેવા સ્વાર્થી પ્રયત્ન કર્યો નથી ? પ્રજા પાસે કદીપણ ત્હેં વધારા પડતો કર લીધો નથી ? શું ત્હારા હાથે કદી જુલમ કે અન્યાય થયો નથી ?" વિગેરે. આથી તે ઘણો ગભરાયો અને દીલગીર થયો. તેનાથી સિંહાસન ઉપર બેસી શકાયું નહિ, કેમકે તે વિક્રમ જેવો પવિત્ર અને ન્યાયી ન્હોતો.

**હર્ષવર્ધનના સમયમાં દેશની આબાદી.**

વિક્રમના પછી પણ હિંદમાં સુખશાંતિ અને આબાદી ઘણી હતી. કેમકે શક લોકોની માફક દેશ ઉપર કોઇના પણ હુમલા થતા નહોતા; અને બીજા ઘણા રાજાઓએ વિક્રમ જેવા ન્યાયી અને પવિત્ર થવા પ્રયત્ન કર્યા હતા. વિક્રમ પછીના રાજાઓમાં ચક્રવર્તિ હર્ષવર્ધન ઇતિહાસમાં દાનવીર તરીકે જાણીતો રાજા થયો. બીજા પણ સારા રાજાઓ થયા હતા. હર્ષવર્ધન રાજા જો કે બ્રાહ્મણ ધર્મ પાળતો છતાં અશોકના શિલાલેખો પ્રમાણે ધર્મના ફેલાવાનું અને પ્રજાની સુખવૃદ્ધિનું કાર્ય તેણે કર્યું. તે ધર્મની આજ્ઞાઓ ચુસ્તપણે પાળતો, અને ઘણું દાન કરતો હતો. મ્હોટા ઉત્સવ કરતો તેમાં સોનું, ચાંદી, જવાહીર કિંમતી વસ્ત્રો જે કાંઇ પણ ખજાનામાં પાંચ વર્ષમાં ભેગું થતું તે બ્રાહ્મણો તથા સાધુઓને વ્હેંચી દેતો. એનું નામ પણ એના સારાં કામો પ્રમાણે બરાબર જ હતું, કેમકે તે લોકોમાં હર્ષનો વધારો કરતો હતો. વળી તે પરાક્રમી પણ હતો; અને લોકોને મરજી પ્રમાણેનો ધર્મ પાળવા દેતો. એના વખતમાં વિદ્યા, સાહિત્ય અને કળા કૌશલ્યનો ઘણો વધારો થયો. તે વખતે વિદ્યાભ્યાસ માટે મુખ્ય ચાર સ્થાનો હરદ્વાર, પ્રયાગ ( હાલનું અલ્હાબાદ ), નાલંદ અને પાટલીપુત્ર હતાં. હર્ષવર્ધનની સભામાં ચર્ચા થતી અને જે વિદ્વાન બધામાં ઉત્તમ

જણાતો તેને શણગારેલા હાથીપર બેસાડી ફેરવાતો. હર્ષવર્ધન પોતે પણ ઘણો વિદ્વાન હતો. તે વિદ્વાનોને ઘણું માન આપતો. તે કાવ્ય બનાવતો. નાટકો લખતો. એના સમયમાં નાટક કેવી રીતે બનાવવા એના નિયમોનું શાસ્ત્ર ભરતમુનિએ રચ્યું, તથા બીજા વિદ્વાનોએ ઘણાં કાવ્યો રચ્યાં હતાં. વળી એ વખતની કેળવણીની પદ્ધતિ પણ ઘણી શ્રેષ્ઠ પ્રકારની હતી. વિદ્યાર્થી ત્રીસ વર્ષની ઉમ્મર સુધીમાં ભાષા, વૈદક, હુન્નર ઉદ્યોગ, ન્યાયશાસ્ત્ર તથા ધર્મ અને તત્વજ્ઞાન શીખી લેતા. આર્યોની અસલ રીત પ્રમાણે ગુરૂને ઘેર રહી વિદ્યાર્થીઓ બહુજ કાળજીપૂર્વક અભ્યાસ કરતા. હર્ષવર્ધનની રાજગાદી કનોજમાં હતી. તે દર વર્ષે દેશમાં ફરવા નીકળતો અને પ્રજાના દુઃખ શોધી કાઢી દૂર કરતો. આ ભલા અને દાનવીર રાજાને એક પણ પુત્ર નહોતો, એટલે એના મરણ પછી એનું મ્હોટું રાજ્ય જુદા જુદા ભાગોમાં વ્હેંચાઇ ગયું. ત્યારપછીના વખતમાં દેશમાં અવ્યવસ્થા થઈ ગઇ. તેથી પ્રજા ઘણી દુઃખી થઇ.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. વિક્રમને "શિકારી" અને "પરદુઃખભંજન" એવાં ઉપનામો શા માટે મળ્યાં? ૨. વિક્રમના સિંહાસન વિષે કેવી વાત કહેવાય છે? ૩. હર્ષવર્ધને પ્રજાની વિદ્યા અને સુખ વધારવા શું શું કર્યું? ૪. વિદ્યાર્થીઓને તે વખતે કેવી કેળવણી મળતી? ૫. હર્ષના મરણ પછી દેશની સ્થીતિ કેવી થયી?

## પ્રકરણ ૮ મું.

### રજપુત રાજ્યો અને મુસલમાનના હુમલા.

રજપુતો વિષે. મુસલમાનો હિંદમાં આવ્યા તે વિષે. રજપુતોનાં રાજ્યો, રજપુતોના ગુણ અવગુણ અને લડાયક જુસ્સો. મુસલમાની ધર્મની સ્થાપના. મુસલમાનોના હિંદપર હુમલા. મહમદગીઝની.

હર્ષ વર્ધનના મરણ પછી હિંદમાં જે ન્હાના ન્હાનાં રાજ્યો થઈ ગયા તેના રાજાઓ પોતાને રાજપુત્ર અથવા રજપુત કેહવડાવતા. તેઓમાં અસલના ક્ષત્રિય જાતિના લગભગ બધા ગુણો

**રજપુતોનાં રાજ્યો** હતા. તેઓ પોતપોતાનાં ન્હાનાં રાજ્યોપર સ્વતંત્ર પણે અમલ ચલાવતા, લશ્કર રાખતા, કર ઉઘરાવતા, અને સારી પેઠે રાજ્ય ચલાવવા પ્રયત્ન કરતા. પણ એક બીજા રાજાની હરિફાઈ કરતાં કરતાં તેઓમાંના કેટલાકમાં અદેખાઈ આવી, અને એક રાજા બીજા રાજા ઉપર ચઢાઈ કરી તેનું રાજ્ય પોતાના રાજ્યમાં ઉમેરી દેવાની કોશિષ કરવા લાગ્યા. તેથી માંહોમાંહે ઘણી લડાઇઓ થઈ. તેઓ માંહોમાંહે લડી મરતા, પણ પ્રજાજનોને કંઈ દુઃખ દેતા નહિ. આવી લડાઇઓ વખતે જુદી જુદી ટોળીઓએ બતાવેલી બહાદુરીનાં ઘણાં કાવ્યો અને વાર્તાઓ લખાઈ છે. તેમની ટોળીઓમાં સોલંકી, રાવળ, પરમાર, ઝાલા, ચાવડા, રાઠોડ, ચૌહાણ, કુંવાર એવી જાતો મુખ્ય હતી. તેમની વાર્તાઓમાં ધારાનગરીના જગદેવ પરમારની બહાદુરીની, કેસર નામના ઝાલા રજપુતે સિંધના હમ્મીર ઉપર વારંવાર ચઢાઈઓ કર્યાની, જેસલમીરના રાવળ રાજાની, પરમાર અને ચાવડા રજપુતો તિત્તર માટે લડી મર્યા તેની અને એવી બીજી ઘણી બહાદુરીની વાર્તાઓ લખાઈ છે. જગદેવ પરમાર વિષે એમ કહેવાય છે કે તેની સાવકી માતાના જુલમથી કંટાળી તે ધારાનગરી છોડી જંગલમાં થઈ ભયંકર વાઘ વાઘણને એક એક તીરથી મારી, રસ્તામાં બે રાજકુંવરી સાથે લગ્ન કરી, ગુજરાતના રાજા સિદ્ધરાજને ત્યાં રોજના ૧૦૦૦ રૂપિઆના પગારથી રહ્યો અને ત્યાં ઘણી બહાદુરી બતાવી. કેસરે પોતાના બાપના દુશ્મન હમ્મીર ઉપર વારંવાર ચઢાઈ કરી તેના ઊંટ, ઘોડા, અને કેટલીક સ્ત્રીઓને લઈ આવ્યો હતો. જેસલમીરના રાવળે સુલતાનના સુબા સાથે લડાઇ કરી હતી, તેમાં રાવળના લશ્કર કરતાં સુબાનું લશ્કર છ ગણું હતું, તો પણ તે બહાદુરીથી લડતાં મરણ પામ્યો હતો. વળી ચાવડા રજપુતમાંના એક જણે એક તિત્તર પક્ષીને ઘાયલ કર્યું, તે પક્ષી

પરમાર ટોળીના ઝૂંપડામાં ભરાયું; ચાવડા સરદારે તિત્તર પક્ષીની માંગણી કરી. તે પરમારોએ સ્વીકારી નહિ. લડાઈ થઈ. તેમાં એકી વખતે લગભગ પાંચસો ચાવડા અને સવાસોએક પરમારો કપાઈ મૂઆ.

**રજપુતોના ગુણ અવગુણ**

રજપુતો હંમેશ સાચું બોલતા. હથિઆરો વાપરતાં શીખતા, કોઈ મદદ માગે તો તેને જરૂર મદદ કરતા અને તેનું રક્ષણ કરવા પોતાના પ્રાણની પણ પરવા કરતા નહિ. જો કોઈ તેમની પાસે લડાઈની માંગણી કરે તો ગમે તે વખતે અને ગમે તેવી હાલતમાં પણ તેઓ તરતજ લડવા તૈયાર થઈ જતા. લડતા ત્યારે જરાપણ દગો કરતા નહિ, અને પોતાનું વચન અને ટેક પાળવા ગમે તેવાં અને ગમે તેટલાં દુઃખો સહન કરવા હંમેશ તૈયાર રહેતા. તેઓ વિશ્વાસઘાત કદી કરતા નહિ. દુશ્મન પણ શરણે આવી મદદ માગે તો ખુશીથી આપતા. તેના મિત્ર થઈ રહેતા, પણ માગ્યાવગર કોઈ સગાને પણ મદદ કરતા નહિ. તેમની સ્ત્રીઓ રજપુતાણીઓ કહેવાતી. તેઓ પણ બહાદુર, સદ્ગુણી, નિયમ પ્રમાણે ચાલનારી હતી, અને જરૂર પડે લડવા પણ તૈયાર થઇ જતી. કોઇ કોઇ વખત પુરૂષો સાથે લડાઇમાં જતી; પરદેશીના હાથમાં કેદ થવા કરતાં જીવતાં બળી મરવાને જરાપણ આનાકાની કરતી નહિ. પુરૂષોને લડવા માટે જુસ્સો ચઢાવવાની કળા પણ તેઓ સારી રીતે સમજતી હતી. રજપુતોમાં મોટામાં મોટો અવગુણ એ હતો કે તેઓ માગ્યાવગર મદદ કરતા નહિ અને સામો માણસ જરૂરી મદદ માગવી એને ઘણી વખત હલકું કામ સમજતો. તેથી એક બીજાની મદદવગર તેઓ નબળા પડતા ગયા અને કુસંપ તથા અદેખાઇને લીધેજ તેમનો નાશ થયો હતો.

રજપુતોના જમાના વખતે એશિઆખંડના અરબસ્તાન મુલકમાં એક હજરત મહમદ (સ૦) નામે ધર્મસ્થાપક થયા. આરબો પણ માંહોમાંહે લડતા અને મૂર્તિ પૂજતા હતા. આરબો માંહોમાંહેના ઝગડા છોડી સંપીને રહે તે માટે હજરત મહમદે (સ૦) તેમને ઉપદેશ કરવા માંડયો.

કેટલાક તેમના ઉપદેશ પ્રમાણે ચાલવા લાગ્યા. તેઓ મુસલમાન કહેવાયા.

**મુસલમાની ધર્મની સ્થાપના.** હજરત મહમદે (સ૦) કહ્યું કે બધા મુસલમાનો ભાઇ છે; દરેક જણે સચ્ચાઇથી ચાલવું; પવિત્ર જીંદગી ગાળવી; દરરોજ પાંચ વખત ઇશ્વરપ્રાર્થના કરવી; મૂર્તિ પૂજવી નહિ; અને સંપીને રહેવું. વળી દારૂ પીવાની અને વ્યાજની ઉપજ ખાવાની તેમણે મના કરી. કેટલાક મૂર્તિપૂજક આરબો તેમની સામે થયા, અને તેથી તેમને અરબસ્તાનના મક્કામાંના પોતાના રહેઠાણથી મદીને ન્હાસી જવું પડયું. દેશ છોડી ચાલ્યા જવું એને અરબી ભાષામાં "હિજરત" કહે છે. અને તે વખતથી એટલે ઇસ્વીસનની ૬૨૨ ની સાલથી મુસલમાનો પોતાની સાલની ગણત્રી કરવા લાગ્યા. મદીનામાં તેમને ઘણા શિષ્યો મળ્યા અને ઘણા લડવૈયાઓ પણ એ ધર્મમાં દાખલ થયા. તેઓએ મૂર્તિપૂજક આરબો સાથે લડાઇઓ શરૂ કરી મુસલમાની ધર્મ માનવાની ફરજ પાડી. સંખ્યા વધતી ગઇ અને મોટું રાજ્ય પણ તેઓએ અરબસ્તાનમાં સ્થાપ્યું. વળી ઇરાન, અફઘાનિસ્તાન અને મધ્યએશિઆનો ઘણો મુલક જીતી લઇ મુસલમાની ધર્મનો ફેલાવો કર્યો. તેઓની એકજ જાતિ ગણાતી હતી, અને સંપથી તેઓની એક બળવાન પ્રજા બની.

**હિંદપર મુસલમાનોના હુમલા.** તેઓએ અફઘાનિસ્તાનમાં રાજ્ય સ્થાપ્યું હતું, અને પંજાબ અને સિંધ ઉપર કેટલાક હુમલા કર્યા હતા આ હુમલા કરવામાં તેઓનો ઇરાદો મુસલમાની ધર્મનો ફેલાવો કરવાનો અને બીજા ધર્મોનો નાશ કરી પરધર્મિઓનું દ્રવ્ય લૂંટવાનો હતો. હુમલા કરનારમાં સુલતાન મહમ્મુદ ગિઝની અને મહમ્મુદ ઘોરી મુખ્ય હતા.

મહમ્મુદ ગિઝનીએ હિંદપર એકપછી એક સત્તર સ્વારીઓ કરી. પહેલી સ્વારીમાં ઇ. સ. ૧૦૦૩ માં જયપાળને હરાવી પંજાબ લીધું. પછી નગરકોટ અને મથુરા લૂંટયાં. રજપુતો દરેક વખતે તેમની સાથે લડયા, પણ ઘણી વખત હારી ગયા, અને મુસલમાનોએ ગંગા જમનાના

**મહમુદ ગિઝની** ફળદ્રુપ મેદાનમાંના દ્રવ્યવાન શહેરો લૂંટી લીધાં. ત્યાંના મંદિરોનો અને મૂર્તિઓનો નાશ કર્યો. વળી તેણે ગુજરાતમાં સોમનાથ પાટણ ઉપર ઇ. સ. ૧૦૨૪ માં ચઢાઇ કરી ત્યાંના મંદિરમાંની મૂર્તિ ભાંગી નાંખી. હિંદુસ્તાનમાંના મંદિરો અને રાજમહેલોમાંથી સોનું, ચાંદી, જવાહીર, નીલમ, હીરા મોતીની કારીગરીવાળાં કિંમતી ઘરેણાં વિગેરે પુષ્કળ દ્રવ્ય તેને તે વખતે મલ્યું હતું. તે સઘળું તે પોતાની રાજધાની કાબુલમાં લઈ ગયો. પહેલી વખતની લૂંટનું દ્રવ્ય તેણે કાબુલમાં અમીર ઉમરાવો અને યોદ્ધાઓને વ્હેંચી આપ્યું, એટલે એના લશ્કરમાં લૂંટ મેળવવાની ઇચ્છાથી ઘણા માણસો જોડાયા. મહમુદ ગિઝની લોભી હતો. તે વિશે એમ કહેવાય છે કે તેણે ફિર્દોસી નામના પ્રખ્યાત

**ફિર્દોસી કવિ** કવિને પોતાના વખાણની કવિતા બનાવવા કહ્યું. દરેક કડી માટે એક સોનાનો સિક્કો આપવા કહ્યું. ફિર્દોસીએ ૬૦૦૦૦ કડીઓ બનાવી. મહમુદે તેને સોનાને બદલે રૂપાના સિક્કા આપવા માંડયા. તે કવિએ લીધા નહિ. અને બીજી કવિતામાં મહમુદની મશ્કરી બનાવી. તે કવિતા મહમુદ પર મોકલી આપી, પોતે પોતાને વતન જતો રહ્યો. મહમુદને પોતાની ભુલ સમજાઈ અને સોનાના ૬૦૦૦૦ સિક્કા ઊંટ પર લાદી કવિ માટે મોકલ્યા. પણ એ પૈસા શહેરમાં આવ્યા તેજ દિવસે ફિર્દોશી મરણ પામ્યો હતો. એ સિક્કા ફિર્દોસીની પુત્રીએ લીધા, અને લોકો માટે ચોકખું પાણી પૂરૂં પાડવાના ભલા કામમાં તે વાપર્યા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. રજપુતોમાં કયા સારા સારા ગુણો હતા? ૨. તેમના કયા અવગુણ હતા અને તે અવગુણથી તેમનો નાશ કેમ થયો? ૩. મહમુદ પયગમ્બર સાહેબ વિષે શું જાણો છો? ૪. મુસલમાની ધર્મમાં મુખ્ય કઇ બાબતો કહી છે? ૫. મહમુદગિઝનીને હિંદ પર સ્વારીઓ કરવાથી શું ફાયદો થયો? ૬. ફિર્દોસીએ મહમુદની મશ્કરીની કવિતા કેમ લખી? ૭. હિજરત એટલે શું?

# પ્રકરણ ૯ મું.

## રજપુતોનો વિનાશ

**રજપુતોમાં કુસંપ અને પડતી. હિંદના ત્રણ મ્હોટા રજપુત રાજ્યો. મહમુદ ઘોરીની સ્વારીઓ. પૃથ્વીરાજ અને જયચંદ વચ્ચે અદેખાઈ. બન્નેનો નાશ. દિલ્હીમાં મુસલમાની રાજ્યની સ્થાપના. રજપુતાનાની સ્થાપના.**

મહમુદગિઝનીની સ્વારીઓ પછી લગભગ બસો વર્ષ સુધી મુસલમાનોએ સ્વારીઓ કરી નહિ, અને તેથી રજપુતોના ન્હાના મોટાં રાજ્યોની સ્થિતિ સારી રહી હતી. ઈ. સ. ના બારમા સૈકાની આખરે અફઘાનિસ્તાનમાં ઘોર પ્રાંતના સુબાઓનું રાજ્ય હતું. તેઓમાં મહમુદ ઘોરી બળવાન અને પ્રખ્યાત સુલતાન હતો. તે વખતે હિંદમાં સૌથી મોટાં ત્રણ રાજ્યો હિલ્હી, અજમેર અને કનોજમાં હતાં. દિલ્હીમાં અનંગપાળ તુંવાર નામે રાજાનું, અજમેરમાં પૃથ્વીરાજ ચોહાણનું, અને કનોજમાં જયચંદ રાઠોડનું રાજ્ય હતું. પૃથ્વીરાજ બધામાં બળવાન અને પ્રતાપી રાજા હતો, અને તેને ચોહાણ યોદ્ધાઓ બહુજ ચહાતા હતા. અનંગપાળ ઘરડો હતો. તેને પુત્ર નહોતો. ફક્ત બે કુંવરીઓ હતી. એક પૃથ્વીરાજની મા થતી હતી. બીજી જયચંદની મા થતી હતી, એટલે અનંગપાળ એ પૃથ્વીરાજ અને જયચંદ બન્નેનો દાદો થાય. જયચંદની ઉમ્મર પૃથ્વીરાજ કરતાં મોટી હતી.

**હિંદના ત્રણ મ્હોટાં રજપુત રાજ્યો**

મહમદ ગિઝનીની માફક હિંદ પર સ્વારીઓ કરી લૂંટ કરવાનું મન મહમદઘોરીને પણ થયું, અને તેથી તે એક પછી એક સ્વારીઓ કરવા લાગ્યો. પૃથ્વીરાજ સાથે બે યુદ્ધ થયા, અને જયચંદ સાથે એક યુદ્ધ થયું. બીજાં મોટા શહેરો પણ તેણે જીત્યાં. પહેલી વખત તે પૃથ્વીરાજથી હારી ગયો, પણ બીજી

**મહમુદ ઘોરીની હિંદ પર સ્વારીઓ.**

લડાઇમાં મહમુદની જીત થઈ. જયચંદ પણ હારી ગયો અને મરાયો. એ લડાઇઓ કેવી રીતે થઇ; પૃથ્વીરાજ અને જયચંદનો નાશ શા માટે થયો; એ હકીકત આપણે હવે જોઇશું. મહંમદ ઘોરીએ ૧૨ સ્વારીઓ કરી હતી.

**પૃથ્વીરાજ અને જયચંદ વચ્ચે અદેખાઈ.**

અનંગપાળનું દિલ્હીનું રાજ્ય પોતાને મળશે એમ જયચંદ ધારતો હતો. પણ પૃથ્વીરાજ પ્રતાપી અને બળવાન હતો. જયચંદમાં કેટલાક અવગુણો હતા, તેથી અનંગપાળે આખું રાજ્ય પોતાના મરણ પછી પૃથ્વીરાજને મળે એવી ગોઠવણ કરી. જો રાજ્ય બંને વચ્ચે વહેંચી આપે તો, ભાગ પડી જવાથી રાજ્ય નબળું પડે. પણ જયચંદે વિચાર્યું કે "પૃથ્વીરાજ અનંગપાળનો જેટલો સગો છે તેટલોજ હું પણ સગો છું. વળી પૃથ્વીરાજ કરતાં હું મ્હોટો પણ છું. અનંગપાળે મને અન્યાય કર્યો છે." આવા વિચારોથી તે મનમાં બળ્યા કરતો હતો અને પૃથ્વીરાજનો નાશ કરવા ઇચ્છતો. પણ પોતે પૃથ્વીરાજ જેટલો બહાદુર અને બળવાન ન હોવાથી પૃથ્વીરાજ સાથે ખુલ્લી લડાઇ કરી શકયો નહિ. પૃથ્વીરાજને કોઇપણ રીતે લોકોની નજરમાં હલકો પાડવા અને તેનું અપમાન કરવા તેણે "રાજસૂય" નામનો યજ્ઞ કર્યો, અને બીજા રાજાઓને બોલાવી યજ્ઞના ઉત્સવને અંગેનું કામ દરેકને સોંપ્યું. પૃથ્વીરાજ ઉપર પત્ર લખી તેને આ યજ્ઞમાં આવી દરવાનનું હલકું કામ કરવા ફરમાવ્યું. વળી યજ્ઞ વખતે પોતાની સુંદર કુંવરી સંયુક્તાનો સ્વયંવર રચ્યો. એમાં સંયુક્તાની મરજી પ્રમાણે પોતાનો ધણી પસંદ કરવાનું હતું. સંયુક્તાએ પહેલાંથી પૃથ્વીરાજે પહેલી વખત મહમુદને હરાવ્યો તે બહાદુરી વિષે વાત જાણેલી એટલે તે પૃથ્વીરાજને ચહાતી હતી. પૃથ્વીરાજે પોતાના અપમાનનો બદલો લેવા જયચંદનું પૂરેપૂરૂં અપમાન કરવા ગોઠવણ કરી. પોતે પોતાના બહાદુરમાં બહાદુર સરદારોને લઈ છૂપા વેષે કનોજ આવ્યો હતો. પૃથ્વીરાજનું પુતળું કરી દરવાજા આગળ જયચંદે મૂકાવ્યું હતું.

તે જોઈ કેટલાક હસીને મશ્કરી કરતા હતા. સ્વયંવર વખતે સંયુક્તાએ પૃથ્વીરાજના પુતળાને વરમાળા પહેરાવી; અને આગળથી ગોઠવણ કર્યા મુજબ પૃથ્વીરાજ પણ તે વખતે દરવાજા આગળ છૂપા વેષે આવી રાહ જોતો હતો. સંયુકતાએ દરવાજા આગળ આવી પુતળાને હાર પહેરાવ્યો કે તરત પૃથ્વીરાજ તેને ઉંચકી ઘોડે બેસાડી દિલ્હી લઇ ગયો. આમ બંને વચ્ચે અદેખાઇ થઈ હતી.

**પૃથ્વીરાજ અને જયચંદનો નાશ.**

ઇ. સ. ૧૧૯૧માં મહમુદ ઘોરીએ પહેલી ચઢાઈ હિંદ પર કરી. પણ પૃથ્વીરાજે તેને થાણેશ્વર આગળ હરાવ્યો હતો. પૃથ્વીરાજના બહાદુર યોદ્ધાઓએ અફઘાનોને નસાડી મૂકયા. ન્હાસી ગએલા સરદારોને મહમુદે અપમાન અને શિક્ષા કરવા હુકમ કર્યો. તેઓને બહુ નીચું જોવું પડયું અને ફરી પૃથ્વીરાજ પર ચઢાઈ કરી પોતાની બહાદુરી સાબીત કરી આપવાની તક આપવા મહમુદને વિનંતી કરી. આ દરમ્યાન જયચંદે એક રજપુતને લાયક નહિ એવું હલકું કામ કર્યું. તેણે મહમુદ ઘોરી ઉપર પત્ર લખી પૃથ્વીરાજને મારવા માટે લશ્કર લઇ બોલાવ્યો. પોતાથી પૃથ્વીરાજ સાથે લડાય એવી બહાદૂરી અને બળ તેનામાં નહોતાં. મહમુદે પણ આ લાગ જોઇ પોતાના યોદ્ધાઓ સાથે ફરીવાર ચઢાઇ કરી. પાણિપતના મેદાનમાં ઈ. સ. ૧૧૯૩માં ભારે યુદ્ધ થયું. તેમાં પૃથ્વીરાજના અનેક લડવૈયા કપાઈ મૂઆ. પૃથ્વીરાજ અને તેનો વિશ્વાસુ સરદાર ચંદ બારોટ જેણે "પૃથ્વીરાજ રાસો" નામે ઐતિહાસીક પુસ્તક લખ્યું હતું તે, જીવતા કેદ પકડાયા. મહમુદે દિલ્હી અને અજમેર લૂંટી લીધા. સંયુકતા અને બીજી ઘણી શૂરી રજપુતાણીઓ દુશ્મનને હાથ કેદ થવા કરતાં જીવતી બળી મરી. પૃથ્વીરાજને મહમુદે પાછળથી મારી નંખાવ્યો. જયચંદ પૃથ્વીરાજનો નાશ થવાથી બહુ રાજી થયો, પણ બીજેજ વરસે મહમુદે ફરી લશ્કર લાવી કનોજ ઉપર ચઢાઇ કરી. જયચંદને મારી નાંખ્યો; તથા કનોજ, બનારસ વિગેરે શહેરોમાંથી ઘણું દ્રવ્ય લૂંટી લીધું. આમ કુસંપ અને

અદેખાઈથી બંને રાજ્યોનો નાશ થયો; આથી હિંદમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ, કેમકે બંદોબસ્ત જાળવનાર કોઈ બળવાન રાજા રહ્યો નહિ; તથા મુસલમાનને હાથ હિંદની સત્તા ગઈ. જો જયચંદે મહમુદને લડવા બોલાવવાને બદલે પૃથ્વીરાજ સાથે સંપ રાખ્યો હોત, તો મહમુદને બન્નેના ભેગા બળથી હરાવી શકાત, અને દેશમાં અવ્યવસ્થાને બદલે સુખ શાંતિ જળવાઈ રહેત.

**દીલ્હિમાં મુસલમાની રાજ્યની સ્થાપના**

મહમુદઘોરીના મરણ પછી અફઘાનિસ્તાનમાં અવ્યવસ્થા થઇ. મહમુદે કુત્બુદ્દીન નામના પોતાના વિશ્વાસુ સરદારને હિંદમાં પોતે જીતેલા મુલકપર દેખરખ રાખવા મૂકયો હતો. તેણે થોડા વખતમાં દીલ્હિ, ગ્વાલિઅર, કાશી, કલિંજર અને મીરત વિગેરે મુલક જીતી લઇ દિલ્હીમાં ઈ. સ. ૧૨૦૬માં મહમુદના મરણબાદ સ્વતંત્ર રાજગાદી સ્થાપી. કુત્બુદ્દીન પહેલાં ગુલામ હતો. પણ વફાદારી અને કુશળતાથી તે મહમુદનો વિશ્વાસુ સરદાર અને જમાઇ થયો હતો.

**તે સમયે હિંદની સ્થિતિ રજપુતાનાની સ્થાપના**

રજપુતો કુસંપને લીધે હારી ગયા; વળી અફઘાનો હિંદ કરતાં ઠંડા મુલકના હોવાથી વધારે મજબુત હતા, અને તેમનામાં લડાયક વૃત્તિ વિશેષ પ્રમાણમાં હતી. દિલ્હીની આસપાસ કુત્બુદ્દીનના સરદારો દાણો અને પૈસા ઉઘરાવતા, અને ઘણી વખત જુલમ ગુજારતા. એ પ્રદેશમાં લોકોના જાનમાલ સલામત નહોતાં. વ્યવસ્થા પણ જળવાતી નહિ. ખેતરો અને ગામડાં લૂંટાતા. કોઇ બહાદુર રજપુત સરદાર હિંદુઓનું રક્ષણ કરી શકે એમ નહોતું. ઘણા લડવૈયા રજપુતોનો ઉપરા ઉપરી થએલી લડાઇઓમાં નાશ થયો હતો. ખેતીવાડી અને વ્હેપાર ઉદ્યોગ નાશ પામ્યાં હતાં. કુત્બુદ્દીનના સરદારોના જુલમથી કંટાળી દિલ્હી કનોજ વિગેરે સ્થાનોના રજપુતો પોતાના કુટુંબ, ઢોર અને મિલ્કત લઇને દક્ષિણ દિશા તરફ ચાલ્યા ગયા. ત્યાં જઇ અરાવલીની ટેકરીઓની આસપાસના પ્રદેશમાં વસવા લાગ્યા. આ પ્રદેશ ડુંગરી

હોવાથી મુસલમાનો તેમનાં રહેઠાણો કબજે કરી શકયા નહિ. રજપુતોએ આ ડુંગરી પ્રદેશમાં ગામો અને શહેરો વસાવ્યાં, અને દિલ્હી વિગેરે પ્રદેશમાંથી બીજા લોકોને ત્યાં વસાવ્યા; ડુંગરો ઉપર કિલ્લા વિગેરે બાંધી પોતાના રહેઠાણોની મજબુત વ્યવસ્થા કરી. આ પ્રદેશ હજુ પણ રજપુતાના નામે જાણીતો છે, અને ઘણા રજપુત રાજાઓના અત્યારે પણ ત્યાં રાજ્યો છે. તેઓને અફઘાનો કે તેમની પછીના બળવાન રાજાઓ પણ વશ કરી શકયા નહિ.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. પૃથ્વીરાજ અને જયચંદ વચ્ચે અણબનાવ થવાનાં કયા કારણો હતાં? ૨. સંયુક્તાને પૃથ્વીરાજ કેવી રીતે અને કેમ હરી ગયો? ૩. જયચંદે પૃથ્વીરાજનો નાશ કરવા મહમુદને કેમ લખ્યું? ૪. તે સમયે લોકોની હાલત ખરાબ કેમ હતી? ૫. રજપુતાનાના પ્રદેશની સ્થાપના કેવી રીતે થઇ?

# પ્રકરણ ૧૦ મું.

## ગુલામવંશ તથા ખીલજીવંશ.

**ગુલામવંશ: (ઈ. સ. ૧૨૦૬ થી ઇ. સ. ૧૨૯૦):–કુત્બુદ્દીન. અલ્તમશ. સુલતાના (સુલતાન) રઝીયા. નાસીરૂદ્દીન. ગ્યાસુદ્દીન. ગુલામવંશનો અંત.**

આ વંશના કેટલાક સુલતાનો ગાદીએ બેસતા પહેલાં ગુલામ હતા. કુત્બુદ્દીન ન્હાનપણમાં ગુલામ હતો, અને મહમુદ ઘોરીએ તેને ખરીધો હતો. દિલ્હીની ગાદી તેણે કેવી રીતે મેળવી તે આપણે આગલા પ્રકરણમાં જોઈ ગયા. તેનામાં ઉદારતાનો ગુણ હતો, તથા તે પોતાના હાથ નીચેના માણસો પ્રત્યે ઘણો માયાળુ હતો. દિલ્હીથી અગિઆર માઇલ દૂર તેણે એક ઊંચો મિનારો બંધાવ્યો. તે હજુપણ કાયમ છે.

**કુત્બુદ્દીન.**

તેમાં સુંદર કોતરેલા પત્થર વાપર્યા છે. દુનિઆના ઊંચા મિનારા-માંનો એ એક ગણાય છે. તે લગભગ ૨૫૦ ફુટ ઊંચો છે. કુત્બુદ્દીને એક મસીદ પણ બંધાવી હતી. કહે છે કે પહેલાં એક ન્હાનો મિનારો હતો. તેને કુત્બુદ્દીને વધાર્યો હતો. કુત્બુદ્દીને ઈ. સ. ૧૧૯૫ માં જ્યારે તે મહમુદનો સરદાર હતો ત્યારે ગુજરાત પર ચઢાઇ કરી હતી. મહમુદના બીજા એક સરદાર બખ્ત્યાર ખીલજીએ અયોધ્યા, બિહાર અને બંગાળા જીતી લીધા હતા. કુત્બુદ્દીને ઇ. સ. ૧૨૧૦ સુધી એટલે ફક્ત ચાર વરસ રાજ્ય કર્યું. એના અમલ દરમ્યાન લડાઇ થઇ નથી.

**અલ્તમશ.**

કુત્બુદ્દીનના મરણ પછી તેનો પુત્ર આરામ ગાદીએ બેઠો પણ બીજે વરસે (ઇ. સ. ૧૨૧૧માં) કુત્બુદ્દીનના જમાઈ અલ્તમશે આરામને ગાદી પરથી ઉઠાડી મૂક્યો અને પોતે ગાદીએ બેઠો. અલ્તમશ પણ બાળપણમાં ગુલામ હતો, અને કુત્બુદ્દીને તેને ખરીદ્યો હતો; તેની હોશિઆરી જોઇ તેને સરદાર બનાવ્યો હતો અને પોતાની શાહજાદી પરણાવી હતી. અલ્તમશે ૨૫ વર્ષ રાજ્ય ચલાવ્યું. કુતુબમિનાર પૂરેપૂરો બંધાઇ રહેતાં પહેલાં કુત્બુદ્દીન મરણ પામ્યો હતો. અલ્તમશે તે મિનારો પૂરો કરાવ્યો. આગલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે રજપુતોએ આરાવલીના ડુંગરી પ્રદેશમાં પોતાનો અમલ સ્થાપ્યો હતો. તેમની સાથે અલ્તમશે લડાઇ ચાલુ રાખી હતી. કેટલાક રજપુત રાજાઓને તે વશ કરતો. પણ પાછા તેઓ સ્વતંત્ર થઇ જતા, કેમકે ડુંગરી મુલકમાં અલ્તમશથી બરાબર સત્તા સ્થાપી શકાઇ નહિ. અલ્તમશને ઘણા શાહજાદા અને શાહજાદીઓ હતાં. તે બધામાં રઝીઆ નામની શાહજાદી બહુજ હોશિઆર અને ચાલાક હતી, તથા અલ્તમશે તેને ભણાવી વિદ્વાન બનાવી હતી. તેમજ રાજકારભાર કેવી રીતે કરવો તે તથા ઘોડે બેસતા અને હથિઆરો વાપરતાં પણ શીખવ્યું હતું. અલ્તમશને રજપુતાનામાં લડવા માટે લાંબા વખત સુધી દિલ્હીથી દૂર જવું પડતું હતું. ત્યારે તે રઝીઆને રાજકારભાર સોંપી જતો. રઝીઆએ પોતાના બાપની ગેરહાજરી દરમ્યાન

લગભગ સાત વર્ષ સુધી કારભાર ચલાવ્યો હતો. અલ્તમશે જ્યારે રઝીઆને કારભાર સોંપ્યો ત્યારે રઝીઆના ભાઇઓ અને કેટલાક સરદારોએ અલ્તમશને કહ્યું કે કોઈ મરદને કારભાર સોંપો. અલ્તમશે કહ્યું કે રઝીઆ ડહાપણમાં અને રાજકારભાર કરવામાં મરદોથી ઉતરે એમ નથી. રઝીઆએ કારભાર એવી રીતે ચલાવ્યો હતો, કે સૌને કબુલ કરવું પડયું કે રઝીઆએ મરદ કરતાં પણ સારી રીતે કારભાર ચલાવ્યો છે. તે ઘણી વિચારશીલ હતી. તે ઘણું કામ કરી શકતી હતી. મરદનો પોશાક પહેરી દરબારમાં બુરખા વગર બેસતી. ન્યાય પણ સારી પેઠે કરતી હતી. વળી તેનામાં નમ્રતા અને ધાર્મિકપણું હતાં. સારી બુદ્ધિ મેળવવાને ઇશ્વરની પ્રાર્થના કરતી. તથા પોતાના પિતા અને ભાઇઓ ઉપર

**સુલતાન** (સુલ્તાના) **રઝીઆ.**

પણ ઘણોજ પ્રેમ રાખતી હતી. અલ્તમશ લડાઇમાંથી પાછો ફર્યો ત્યારે તેણે રાજગાદી સોંપી પોતાની પોતાના પિતા તરફની પુત્રી તરીકેની ફરજ બજાવી. તે પિતાની સેવા કરતી હતી. તે એટલી બધી રૂપવાન હતી કે તેના ચહેરામાંથી તેજ નીકળતું દેખાતું હતું. અલ્તમશના મરણ પછી અલ્તમશનો પુત્ર રૂકનુદ્દીન મોજશોખી અને એશઆરામી હતો. તેની પાસેથી રાજગાદી લઇ અમીરો અને સરદારોએ તે રઝીઆને સોંપી હતી. રઝીઆ સ્ત્રી જાત હતી. પણ પોતાને સુલતાન કહેવડાવતી. પોતાના સિક્કા પર "સુલતાન રઝીઆ, ધર્મ અને કીર્તિનો સ્તંભ" એમ છાપ પડાવી હતી. રાજાને ફારસી ભાષામાં સુલતાન કહે છે. પણ રાણીને સુલતાના કહે છે, છતાં રઝીઆ મરદના જેવા ગુણવાળી હોવાથી ઇતિહાસમાં તે સુલતાન રઝીઆ તરીકે જાણીતી છે. અલ્તમશના મરણ પછી રઝીઆને ઈ. સ ૧૨૩૬માં રાજગાદી મળી હતી. તેણે ત્યારપછી પહેલાંની માફક સારી પેઠે રાજકારભાર ચલાવ્યો, છતાં કેટલાક અમીરો અને સરદારોએ તેની વિરૂદ્ધ બંડ કર્યું, કેમકે તેણે આલ્તુનિઆ નામના હબસી ગુલામ તરફ પ્રીતિ બતાવી હતી. લગ્ન પણ કર્યું હતું. રઝીઆને બંડખોરો સામે લડવાની ફરજ પડી. લડાઇમાં તે અને તેનો ધણી કેદ

પકડાયાં. ગુસ્સે થએલા સરદારોએ બન્નેની કતલ કરાવી. ઇ. સ. ૧૨૩૯. રઝીઆએ ફક્ત ત્રણ વર્ષ અને થોડા માસ રાજ્ય કર્યું.

**નાસીરૂદ્દીન**

રઝીઆનો ન્હાનો ભાઇ ફકીરી રીતભાતનો હતો. તેનું નામ નાસીરૂદ્દીન હતું. તે ઘણો નમ્ર સ્વભાવનો અને દયાળુ હતો. સરદારોએ પહેલાં તેને કેદમાં પૂર્યો હતો. તેણે કુરાન જે મુસલમાનોનું ધર્મપુસ્તક ગણાય છે, તેની નકલો સારા અક્ષરે લખી, તેમાંથી જે દ્રવ્ય મળે તેમાંથીજ પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે કહેતો કે પ્રજા પાસેથી લેવાતા કર પ્રજાના ઉપયોગ માટેજ વાપરવા જોઇએ. રાજાએ તેમાંથી પોતાના મોજશોખ માટે ખર્ચ કરવો ન જોઇએ. ગાદીએ આવ્યા પછી પણ તે કુરાનની નકલો કરી જે પૈસા મળે, તે સિવાય જરાપણ વધારે ખર્ચ કરતો નહિ. તેનો સ્વભાવ એટલો બધો નમ્ર અને દયાળુ હતો કે કોઇના મનને દુઃખ થાય એવા શબ્દો પણ બોલતો નહિ. સામાની ભૂલ પોતાને માથે લઈ લેતો, પણ કોઈનું મન દુઃખવતો નહિ. એક અમીરે એક વખતે તેની લખેલી ચોપડીમાં ભૂલ બતાવી, પણ નાસીરૂદ્દીનની ભૂલ ન્હોતી, છતાં તેણે તે અમીરનો ઉપકાર માની ભૂલ સુધારી લઇશ એમ કહ્યું હતું. સુલતાન હોવા છતાં નોકર ચાકર કે દાસદાસી વગર ચલાવી લેતો. ઘરનું સઘળું કામ તેની સ્ત્રીનેજ કરવું પડતું. તે એમ કહેતો કે પ્રમાણિકપણે મહેનત કરી ગુજરાન ચલાવનારને ઇશ્વર ઘણો સારો બદલો આપે છે. ઘણી નકલો લખવાથી તે વિદ્વાન થયો. તેના અક્ષર ઘણાજ સરસ હતા. આ દયાળુ અને ભલા રાજાને પુત્ર નહોતો. તેનો પ્રધાન બલબન હતો. તે ગ્યાસુદ્દીન નામ ધારણ કરી એની પછી ગાદીએ આવ્યો ઈ. સ. ૧૨૬૫.

ગ્યાસુદ્દીન ન્હાનપણુમાં ગુલામ હતો, પણ ચાલાકીથી પ્રધાનપદ સુધી પહોંચ્યો હતો. તેને મદદ કરનાર બીજા ચાલીસેક ગુલામો હતા. તેમને ગ્યાસુદ્દીને ગાદીએ આવ્યા પછી મારી નંખાવ્યા. તે ઘણો દયા-હીન અને સ્વાર્થી હતો. આવા નીચ માણસો ગમે તેટલી સારી પાયરી

ઉપર હોય તોપણ સારા પુરૂષો તેમને ધિક્કારે છે. વળી તે ઘણોજ ક્રૂર હતો. દિલ્હીની દક્ષિણે મેવાડ પ્રાંતમાં રજપુતોએ બળવો કર્યો, તે સમાવવા તે લશ્કર લઇને ગયો અને એકલાખ હિંદુઓની કતલ કરાવી. વળી તેણે એવો કાયદો કર્યો કે કોઇપણ હિંદુને રાજકારભારમાં નોકરીએ રાખવા નહિ. વળી બંગાળ પ્રાંતમાં ટોગ્રલબેગ નામના સરદારે બળવો કર્યો, તેને પણ ગ્યાસુદ્દીને હરાવ્યો અને તેની જગ્યાએ પોતાના પુત્ર બકારાખાંને સુબો બનાવ્યો. એના વખતમાં મધ્યએશિઆમાંથી મોગલ લોકોના ધાડાં ને ધાડાં લૂટફાટ કરવા હિંદમાં ધસી આવ્યાં. તેમને હાંકી મૂકવા ગ્યાસુદ્દીને પોતાના એક પુત્ર મહમદને લશ્કર આપી મોકલ્યો. મહમદ મોગલો સાથેની લડાઇમાં મરાયો. એના મરણની ખબર સાંભળી ગ્યાસુદ્દીન અતિશય શોકને લીધે ૮૦ વર્ષની ઉંમરે ઇ. સ. ૧૨૮૭માં મરણ પામ્યો.

**ગ્યાસુદ્દીન**

ગ્યાસુદ્દીનના પુત્ર બકારાખાંનો પુત્ર કૈકુબાદ નામે હતો. તેને ગાદી મળી. તે ઘણોજ મોજશોખી હતો. રાજકારભાર ચલાવવાને બદલે તે પોતાના બાપ તરફથી મળેલી જાગીરમાં પડી રહ્યો. તેથી રાજ્યમાં ઘણી અવ્યવસ્થા થઇ ગઇ. સરદારોની સત્તા વધી પડી. તે સરદારોમાંના એક ઘરડા જલાલુદ્દીન નામના સરદારે કૈકુબાદને ઇ. સ. ૧૨૯૦માં મારી નાંખી દિલ્હીની ગાદી કબજે કરી. અફઘાનોમાં તુર્ક, પઠાણ અને આરબ જાતો હતી. તે જાતોમાં જુદી જુદી ટોળીઓ હતી. તે ટોળીઓમાંની ખીલજી ટોળીનો જલાલુદ્દીન હતો. એટલે ઇ. સ. ૧૨૯૦થી દિલ્હીપર ખીલજીવંશના સુલતાનોનું રાજ ગણાયું. અહીં ગુલામવંશનો અંત આવ્યો.

**ગુલામવંશનો અંત.**

**ખીલજીવંશઃ (ઈ. સ. ૧૨૯૦ થી ઇ. સ. ૧૩૨૦). જલાલુદ્દીનની ભલાઇની માઠી અસર. ખૂની અલાઉદ્દીન. ગુજરાત અને ચિતોડપર ચઢાઈ. કાપુરની નીચતા. અલાઉદ્દીનની રાજનીતિ. ખીલજી વંશનો અંત.**

જલાલુદ્દીન ખીલજી ગાદીએ આવ્યો ત્યારે ૭૦ વર્ષની ઉંમરનો ડોશો હતો. તેનો સ્વભાવ ઘણો દયાળુ અને ભોળો હતો. તેની દયા અને ભલાઇને લીધે રાજ્યમાં લૂટ, ચોરી, ખૂન વિગેરે ગુન્હાઓ વધી પડયા. ગુન્હેગારોને પણ તેના દયાળુ સ્વભાવને લીધે માફી મળી જતી એટલે દુર્ગુણી માણસો ગુન્હા કરતાં અચકાતા નહિ. વળી ઈ. સ. ૧૨૯૨માં મોંગલ લોકો ચઢાઈ લઈ આવ્યા, તેમને જલાલુદ્દીને હરાવ્યા. પણ તેમને શિક્ષા કરવાને બદલે માફી આપી જવા દીધા. તેનો ભત્રીજો અલાદ્દીન લડાઈનું કામ કરતો હતો. તેણે માળવા અને બુંદેલખંડમાં થએલા બળવા સમાવી દીધા હતા. ત્યાર પછી અલાઉદ્દીન દક્ષિણ હિંદમાં આવેલા દેવગિરિ શહેર પર ચઢાઈ લઈ ગયો. રસ્તામાં કેટલાક રજપુત રાજ્યોમાં થઇને તેને જવાનું હતું. એ રાજાઓ એને હરકત કરે નહિ તેથી તેણે તેઓને જુઠું કહ્યું કે "મ્હારો કાકો મ્હને મારી નંખાવવા ઇચ્છે છે તેથી હું તેના ડરથી ન્હાસી જાઉં છું", એટલે તેઓએ તેને છેડયો નહિ. તે દેવગિરી જઇ પહોંચ્યો અને ત્યાંના રાજાને હરાવી લૂંટ કરી ઘણું ધન લઇ ગયો. દક્ષિણ હિંદના રાજખજાનામાં અને મંદિરોમાં પુષ્કળ દ્રવ્ય હતું. તે સઘળું લઇ તે પાછો ફર્યો. જલાલુદ્દીન તો તેને પોતાના પુત્ર પ્રમાણેજ ચાહતો હતો, અને જલાલુદ્દીનના મરણ પછી અલાઉદ્દીનનેજ ગાદી મળી શકતે. અલાઉદ્દીનને ભારે જીત મેળવી પાછો આવવાની હકીકત સાંભળી જલાલુદ્દીન હેતથી તેને મળવા આવ્યો. કપટી અલાઉદ્દીને આગળથી ગોઠવણ કરી રાખ્યા પ્રમાણે જ્યારે જલાલુદ્દીન તેને મળ્યો અને ભેટયો તે વખતે તેને ખંજર ભોંકી દીધું અને મારી નાંખ્યો. આ કૃત્ય ઘણુંજ

**જલાલુદ્દીનની ભલાઈની માઠી અસર**

નીચ કહેવાય. ઇતિહાસ લખનારે તેથી એને ખૂની અલાઉદ્દીન કહી ઓળખાવ્યો છે. જલાલુદ્દીનનું ખૂન ઇ. સ. ૧૨૯૫ માં થયું. અલાઉદ્દીને બીજા કેટલાક સગાં અને ગાદી માટે દાવો કરે એવા પિત્રાઇઓને પણ તરતજ મારી નંખાવ્યા. વિશ્વાસઘાતી ધિક્કારને પાત્ર છે. તેમનું બુરૂંજ થાય છે. આ વંશના પાદશાહોને ખૂનનો બદલો એવો મળ્યો કે તેમનાં પણ ખૂન થયાં.

અલાઉદ્દીને ગાદીએ બેઠા પછી સરદારો અને અમીરોને ખૂશ કરવા કિંમતી ભેટો આપી કે જેથી એના ખૂની કૃત્યો માટે કોઇ વિરોધ કરે નહિ. પોતાની સત્તા મજબુત થયા પછી તેણે **ખૂની અલાઉદ્દીન** હિંદમાંના કેટલાંક રજપુત રાજ્યો જીતી લેવા તૈયારી કરી. ઇ. સ. ૧૨૯૭ના અરસામાં તેણે ગુજરાત ઉપર ચઢાઇ કરી. કરણવાઘેલાના પ્રધાન માધવે અલાઉદ્દીનને કરણનો નાશ કરવા બોલાવ્યો હતો, કેમકે કરણે માધવની સ્ત્રીનું અપમાન કર્યું હતું. અલાઉદ્દીને કરણને હરાવી નસાડી મૂકયો. કરણની રાણી કમળાદેવી ભૂલી પડવાથી કેદ પકડાઇ. તેને અલાઉદ્દીને પોતાની બેગમ બનાવી.

કરણ પોતાની કુંવરી દેવળદેવીને લઇ ન્હાસીને દક્ષિણમાં દેવગિરિ ગયો. અલાઉદ્દીનને ગુજરાતના ખંભાત શહેરમાંથી એક ગુલામ મળ્યો હતો. તે મલેક કાફુરને નામે ઇતિહાસમાં જાણીતો **ગુજરાત પર ચઢાઈ** થયો. અલાઉદ્દીનનો કાફુર પર પૂર્ણ વિશ્વાસ હતો. કમળાદેવી કે જે અલાઉદ્દીનની બેગમ બની હતી તેને ખૂશ કરવા અલાઉદ્દીને કાફુરને લશ્કર આપી, દેવગિરિ પાસે બાગલાણના કિલ્લામાં રહેતા કરણ પાસેથી, કુંવરી દેવળદેવીને પકડી મંગાવી હતી. કરણે લડ્યાવગર કુંવરી સોંપી નહિ અને લડતાં મરાયો. દેવળદેવી ન્હાસીને ઇલોરાની ગુફામાં ભરાઈ પણ આખરે કાફુરના સિપાઇઓ ઘણી શોધથી નિરાશ થઈ પાછા ફરતાં ગુફા જોવા ગયા અને દેવળદેવી કેદ પકડાઈ દિલ્હી લઈ ગયા પછી અલાઉદ્દીનના એક પુત્ર ખિજર સાથે તેનું લગ્ન થયું.

રજપુતાનામાં મેવાડની રાજધાની ચિતોડમાં ભીમસિંહ નામે બળવાન રાજા રાજ્ય કરતો હતો. ભીમસિંહ બહુજ બહાદુર અને ઘણો બળવાન હતો. તેની રાણી પદ્મિની (કમળના છોડ જેવી) અતિ સ્વરૂપવંતી અને ચાલાક હતી. અલાઉદ્દીનને ઇચ્છા થઇ કે પદ્મિનીને પકડી લાવી બેગમ બનાવવી. આથી તેણે ચિતોડ ઉપર ચઢાઇ કરી. ચિતોડનો ડુંગરી કિલ્લો બહુ મજબુત હતો, અને ભીમસિંહ માટે પ્રાણ અર્પણ કરે એવા બહાદુર રજપુત યોદ્ધાઓનું લશ્કર ચિતોડમાં હતું. અલાઉદ્દીન મોટું લશ્કર લઇ ચઢી આવ્યો એટલે ભીમસિંહે કિલ્લો બંધ કરાવી કિલ્લામાંથી લડવાનું પસંદ કર્યું. અલાઉદ્દીને કિલ્લો તોડવા અને જીતી લેવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ તેને માલમ પડયું કે કિલ્લો જીતી શકાશે નહિ. હવે તેણે ભીમસિંહને કહેવડાવ્યું કે "મ્હારે લડાઇ ચાલુ રાખવી નથી; અને હું તમારો મિત્ર થવા માંગું છું. મ્હારે ફક્ત પદ્મિનીનો ચહેરો જોવો છે. જો મ્હારી ઇચ્છા પૂરી પાડવામાં આવશે, તો હું લશ્કર લઇ ચાલ્યો જવાનું વચન આપું છું." રજપુતો વિશ્વાસુ હતા. તેમણે તેનું વચન સત્ય માન્યું. અને પદ્મિનીનો ચહેરો પ્રત્યક્ષ નહિ પણ આરસામાં બતાવી શકાય એમ કહ્યું. અલાઉદ્દીન થોડા માણસોને કિલ્લા બહાર જંગલમાં છૂપાવી, એકાદ માણસ સાથે રાજમહેલમાં ગયો અને આરસામાં પદ્મિનીનો ચહેરો જોયો. પછી ભીમસિંહને કહ્યું કે આપણે હવે મિત્રાચારી કાયમ રાખીશું. હું તમારાપર જેવો વિશ્વાસ રાખી એકલો આવ્યો, તેમ તમે પણ કિલ્લા બહાર મને વળાવવા આવો. ભીમસિંહ કિલ્લા બહાર ગયો, પણ અલાઉદ્દીને જંગલમાં સંતાડેલા માણસો ભીમસિંહને કેદ કરી અલાઉદ્દીનની છાવણીમાં લઇ ગયા. અને પદ્મિની અલાઉદ્દીનની બેગમ બને તોજ ભીમસિંહને છોડીશ એમ કહ્યું. પદ્મિનીએ ચાલાકી વાપરી કહેવડાવ્યું કે "હું મારી દાસીઓ અને વસ્ત્રાભુષણ સહિત આવું છું." ડોળીઓમાં દાસીને બદલે યોદ્ધા હતા. ઉંચકનારા પણ છૂપા વેશમાં બહાદુરમાં બહાદુર યોદ્ધાઓજ હતા.

**ચિતોડ પર ચઢાઈ**

તેઓએ તેમનાં હથિઆર ડોળીઓમાં સંતાડયાં હતાં. પદ્મિનીની ડોળીમાં એક બહાદુર જુવાન સગો બેઠો હતો. અલાઉદ્દીનની છાવણીમાં જઇ રજપુત આગેવાને પદ્મિનીની ડોળી ભીમસિંહના તંબુમાં ભીમસિંહને મળવા લઇ જવાની અલાઉદ્દીન પાસે રજા માંગી. ભીમસિંહ વેશ બદલી તંબુને પાછલે રસ્તે રજપુત આગેવાને તૈયાર રાખેલા ઘોડાપર બેસી પોતાના કિલ્લામાં સહીસલામત પહોંચી ગયો. ડોળીઓમાંના બધા યોદ્ધાઓ એકદમ અલાઉદ્દીનના લશ્કરપર તૂટી પડયા, અને લડતાં લડતાં કપાઇ મૂઆ. ભીમસિંહે કિલ્લો બંધ કર્યો. અલાઉદ્દીને ફરી ચઢાઇ કરી પણ જીત મળે એમ ન લાગવાથી પાછો ફર્યો.

બીજે વરસે એટલે ઇ. સ. ૧૩૦૩માં અલાઉદ્દીને ચિતોડને ફરી ઘેરો ઘાલ્યો. આ વખતે પણ ઘણી ભારે લડાઈ થઇ. ઘણા રજપુતો કપાઇ મૂઆ. અલાઉદ્દીન પૂરતી તૈયારી કરી આવ્યો હતો. ચિતોડના કિલ્લામાંના લડવૈયા ઓછા થઇ ગયા અને જીતવાની કાંઇપણ આશા ભીમસિંહને રહી નહિ, ત્યારે બાકીના રજપુતોએ કેસરીયા કપડાં પહેરી, હાથમાં હથિઆર લઈ કિલ્લા બહાર લડી મરવાનો નિશ્ચય કર્યો. આમ લડવું તેને "કેસરીઆં" કરવા એમ કહે છે. કિલ્લામાંના લડી ન શકે એવા માણસોને કતલ કરી તે બહાદુરો, જેવા કિલ્લા બહાર લડવા નીકળ્યા કે ચિતોડમાંની સઘળી રજપુતાણીઓ અને પદ્મિની મોટી ચિતામાં જીવતી બળી મરી. કેસરીઆં કરનાર યોદ્ધાઓ પણ કપાઇ મૂઆ, અને અલાઉદ્દીન નિરાશ થઈ પાછો ફર્યો.

**કાફુરની નીચતા અને અલાઉદ્દીનની ખરાબ રાજનીતિ.**

મલેક કાફુર જેણે પાદશાહનો વિશ્વાસ મેળવ્યો હતો, તેણે પાદશાહને સમજાવી પાદશાહના પોતાના બે શાહજાદાઓને કેદ કરાવ્યા. પછીથી પાદશાહને કાફુરે ઝેર દઇ મારી નાંખ્યો, અને ગાદી પચાવી પાડી. ઇ. સ. ૧૩૧૫. અલાઉદ્દીન સખત દીલનો હતો. તેણે હિંદુઓનાં દેવળો તોડયાં અને તેમનાપર જુલમ કર્યો. વળી તે કોઇની પણ દોલત વધવા દેતો નહિ; અને સખત

કાયદા કાઢતો અને જુલમથી પળાવતો. દુકાનદારોએ દુકાન ક્યારે ઉઘાડવી, ક્યારે બંધ કરવી, કેટલો ભાવ લેવો, અને કેટલો વ્હેપાર કરવો તે પણ તે નક્કી કરી આપતો. એકબીજા અમીર ઉમરાવોને હળવા મળવા પણ દેતો નહિ; અને તેમના પુત્રપુત્રીનાં લગ્ન થવા દેતો નહિ. તેને ધાસ્તી હતી કે ભેગા મળવાથી અમીરો બળવાન બની જશે.

**ખીલજી વંશનો અંત**

કાફુર પાદશાહ થઈ પડયો હતો; પણ અલાઉદ્દીનના એક પુત્રે પોતાના પિતાના ખૂનનું વેર લેવા કાફુરને ઈ. સ. ૧૩૧૯ માં મારી નંખાવ્યો, અને ગાદી કબજે કરી. એનું નામ મુબારક હતું; અને તેણે ખૂશરૂ નામના વટલેલા હિંદુને પોતાનો પ્રધાન બનાવ્યો હતો પણ ખૂશરૂએ મુબારકનેજ મારી નંખાવ્યો અને પોતેજ પાદશાહ થઇ પડયો. ખૂશરૂએ હિંદુઓ પ્રત્યે સારી વર્તણુંક ચલાવી એટલે મુસલમાનો નારાજ થયા અને બંડ કર્યું. તેઓએ પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખને બોલાવી મંગાવ્યો. ગ્યાસુદ્દીને આવી ખૂશરૂને મારી નાંખ્યો અને પાદશાહ થયો. ઈ. સ. ૧૩૨૦. તે તઘલખ વંશનો હતો. અંહિ ખીલજી વંશનો અંત આવ્યો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:—**૧. રજપુતાનામાં રજપુત રાજ્યોની સ્થાપના શા માટે અને કેવી રીતે થઈ? ૨. મહમુદ ઘોરીના સરદારોએ હિંદના કયા કયા ભાગો જીતી લીધા હતા? ૩. રઝીઆને કેવી કેળવણી મળી હતી, અને તેણે રાજકારભાર કેવી રીતે ચલાવ્યો? ૪. નાસીરૂદ્દીનમાં કયા ગુણો હતા? ૫. ગુલામવંશનો અંત કેવી રીતે આવ્યો? ૬. અલાઉદ્દીન ખૂનીએ કયા કયા કપટના કાર્યો કર્યાં હતાં? ૭. ચિતોડના ઘેરા વખતે પદ્મિનીએ કેવી ચાલાકી વાપરી હતી? ૮. ખીલજી વંશને "ખૂની વંશ" કહેવો હોય તો શું પુરાવો આપી શકાય? ૯. ખીલજી વંશનો અંત આવવાનું કારણ શું? ૧૦. કાફુરની નીચતાનો ખ્યાલ આપો.

# પ્રકરણ ૧૧ મું.

## તઘલખ વંશ.

**તઘલખવંશ ( ઇ. સ. ૧૩૨૦ થી ઈ. સ. ૧૪૧૪ ). ગ્યાસુદ્દીનનું ડહાપણ. મહંમદનાં અવિચારી કૃત્યો. અવ્યવસ્થાને લીધે સ્વતંત્ર થએલાં રાજ્યો. ફીરોઝશાહનાં ભલાં કૃત્યો. તૈમુરની લૂંટ અને દિલ્હીમાં કતલ. તઘલખ વંશનો અંત.**

ગ્યાસુદ્દીન ડાહ્યો અને ચાલાક હતો એટલે તેણે સારી પેઠે રાજ્યબંદોબસ્ત કર્યો અને તેની થોડા વખતમાં સારી પ્રખ્યાતિ થઇ. કેટલાક કરો તેણે માફ કરી દીધા; અને રાજ્યકારભાર કેવી રીતે ચલાવવો એ માટે અમુક નિયમો ઘડયા. વળી હિંદુઓ ઉપર થતો જુલમ એણે અટકાવ્યો. તેથી પ્રજાને સંતોષ થયો. દક્ષિણ હિંદમાં વરંગુળમાં અવ્યવસ્થા ચાલતી અટકાવવા પોતાના પુત્રને મોકલ્યો; પણ તેનાથી બંદોબસ્ત સ્થાપી શકાયો નહિ, એટલે ગ્યાસુદ્દીન જાતે ગયો અને ત્યાંના રાજાને કેદ કર્યો; તેની પાસેથી ખંડણી લેવાનું નક્કી કરી છોડી દીધો. બંગાળામાં તથા બીદરમાં પોતાની સત્તા જમાવી. તે પૂર્વ હિંદમાં જીત મેળવી પાછો આવ્યો ત્યારે તેના સત્કાર માટે મોટો મંડપ, તેના છોકરા મહંમદે રચાવ્યો હતો. તે મડપ તૂટી પડવાથી તેની નીચે ગ્યાસુદ્દીન ચગદાઇ મૂઓ. ઈ. સ. ૧૩૨૫.

**ગ્યાસુદ્દીનનું ડહાપણ.**

ગ્યાસુદ્દીન પછી તેનો પુત્ર મહંમદ ગાદીએ આવ્યો. તે વિદ્વાન હતો. ગણિત વિદ્યામાં અને તત્વજ્ઞાનમાં હોશિઆર હતો. તેનામાં એક મોટી ખામી એ હતી કે તે બહુજ ઉતાવળીઓ હતો. વગર વિચારે અસંભવિત કાર્ય કરવાનો પણ હુકમ કરતો. તેના આવા અવિચારી કૃત્યોથી તે મહંમદ ગાડાં તરીકે પણ જાણીતો છે. તેનો એક દાંત પડી ગયો તેના ઉપર તેણે મસીદ બંધાવી. એક વખત તેના

**મહંમદનાં અવિચારી કૃત્યો**

મનમાં એવો તરંગ આવ્યો કે ચીન દેશ જીતી લેવો. કયે રસ્તે ચીન જવાય તેની પણ તેને ખબર નહોતી. તેણે એક લાખ માણસના લશ્કરને હિમાલય પર્વત ઓળંગી ચીન જવા હુકમ કર્યો. બિચારા ઘણા સિપાઇઓ પર્વતની ખીણોમાં બરફમાં અને જંગલમાં મરણ પામ્યાં. ચીન જતું લશ્કર તો હજી આમ મુસીબતો ઉઠાવતું હતું તેવામાં તેના મગજમાં એક બીજો તરંગ ભરાયો કે ઇરાન જીતી લેવું. ત્યાં જવા માટે પણ એક લાખ માણસનું લશ્કર મોકલી આપ્યું. તેઓ પંજાબ સુધી પહોંચ્યા એટલામાં પૈસા ખૂટયા અને સિપાઇઓને પગાર મળી શકયો નહિ, એટલે તેઓ પાછા ફર્યા. રસ્તામાં ગામડાઓમાં લૂંટ ચલાવી. ચીન જતું લશ્કર હિમાલય ઓળંગતાં લગભગ બધુંજ નાશ પામ્યું. જે થોડા પહાડ ઓળંગી ગયા તેમને ત્યાં મારી નાંખવામાં આવ્યા. એક લાખમાંથી કહે છે કે ફક્ત સાતજ જણા જીવતા પાછા આવ્યા. તેણે વળી તરંગ આવ્યો કે દિલ્હીથી દેવગિરિ રાજગાદી લઇ જવી, જેથી દક્ષિણ હિંદમાં બંદોબસ્ત જળવાય. નગરજનોને તેણે હુકમ કર્યો કે બધાએ પોતપોતાની માલ મિલ્કત લઇ દેવગિરિ (દિલ્હીથી ૮૦૦ માઇલ દૂર) જવું. લોકોને ત્યાં જવા નીકળવું પડયું, પણ રસ્તામાં વિન્ધ્ય પર્વતમાં ઘણા માણસો મરણ પામ્યાં; અને થોડા દેવગિરિ સુધી પહોંચ્યા. તેઓને મહંમદે પાછા દિલ્હી જવા ફરમાવ્યું. આવા તરંગી હુકમો અમલમાં મૂકવાથી લોકોને ઘણું વેઠવું પડયું, એટલુંજ નહિ પણ રાજ્યની તિજોરી ખલાસ થઇ ગઇ, એટલે તેણે તાંબાના રૂપિઆ જેવા સિક્કા પાડી તે રૂપિઆ તરીકે ગણવા હુકમ કર્યો. મહંમદની આવી અવિચારી વર્તણુંકથી જુદાજુદા પ્રાંતોના સુબાઓ પણ કંટાળી ગયા હતા, અને રાજ્યમાં અવ્યવસ્થા થઇ પડેલી હતી તેથી તેઓમાંના ઘણા એક પછી એક સ્વતંત્ર થઇ ગયા. તેઓમાં બંગાળા અને ગુજરાતના સુબાઓ મુખ્ય હતા. માળવાના રજપુતોએ એકત્ર થઇ ત્યાંથી મુસલમાનોને હાંકી મૂક્યા. પોતે સ્વતંત્ર થઇ ગયા. મોંગલ લોકોએ પછી એના વખતમાં ઇ. સ. ૧૩૨૯માં હિંદુસ્તાન પર ચઢાઇ કરી હતી. તેમને

તેણે પૈસા આપી પાછા કાઢયા, પણ લડાઇ કરી નહિ. આથી રાજ્યનો ખજાનો તદ્દન ખાલી થઇ ગયો. તેથી તેણે જમીનનું મહેસુલ વધારી મૂક્યું. મહેસુલ ભરી શકાય એમ નહોતું એટલે ખેડુતો જમીન અને ઘરબાર છોડી જંગલમાં નાસી ગયા. મહંમદે તેમની પાછળ લશ્કર મોકલી ચારે બાજુથી તેમને ઘેરી લઇ જંગલી પશુઓની માફક તે બિચારાઓનો શિકાર કરાવ્યો. રૂપિઆની જગ્યાએ તાંબાના સિક્કા ચલાવવાનો હુકમ કર્યો હતો, તેથી વ્હેપાર ચલાવવામાં અને બીજી લેવડ દેવડમાં પુષ્કળ ગુંચવાડો ઉત્પન્ન થયો. વળી પરદેશીઓએ તે સિક્કા લેવા ના પાડી, તેથી હિંદના વ્હેપારીઓની શાખ ઘટી ગઈ. આથી વ્હેપાર રોજગાર લગભગ બંધ પડી ગયા. એથી પણ વધારે અવ્યવસ્થા થઈ ગઈ, અને વ્હેપાર ધંધા વગરના લોકોએ શું કરવું તે સૂઝયું નહિ. મહંમદે લોકો ફરીથી વ્હેપાર ધંધા ચાલુ કરે એવા ઇરાદાથી જાહેર કર્યું, કે સરકારી ખજાનામાંથી તાંબાના સિક્કાને બદલે સોનાના સિક્કા આપવામાં આવશે; પણ લોકો તાંબાના સિક્કા બદલાવા આવ્યા, ત્યારે તેનાથી સોનાના સિક્કા આપી શકાયા નહિ.

ગુજરાત માળવા અને બંગાળા સ્વતંત્ર થયાં. તે ઉપરાંત દક્ષિણ હિંદમાં ત્રણ મ્હોટાં સ્વતંત્ર રાજ્યો એ અરસામાં સ્થપાયા.

**અવ્યવસ્થાને લીધે સ્વતંત્ર થએલા રાજ્યો તથા બ્રાહ્મણી રાજ્ય**

વિજયનગર ઘણું મ્હોટું શહેર હતું. તેને ફરતા સાત કોટ હતા. શહેરમાં ઘણાં ભવ્યમકાનો અને સુંદર કારીગરીવાળાં મંદિરો હતાં. બીજું બળવાન રજપુત રાજ્ય વરંગુળમાં તુંગભદ્રા નદીને કિનારે હરિહરપાળે ઈ. સ. ૧૩૪૪ માં સ્થાપ્યું. વળી ત્રીજું રાજ્ય બ્રાહ્મણી રાજ્ય નામે સ્થપાયું. એ રાજ્યનો સ્થાપનાર હસનનામે હતો, અને તે એક બ્રાહ્મણને ત્યાં પહેલાં નોકરી કરતો હતો. તે ઘણો પ્રમાણિક હતો, અને પોતાની હોશિઆરીથી ઈ. સ. ૧૩૪૭ માં રાજ્ય સ્થાપ્યું, અને પોતાના પહેલા માલિક ગંગુ બ્રાહ્મણ તરફની વફાદારી બતાવવા પોતાના રાજ્યનું નામ

"બ્રાહ્મણી રાજ્ય" રાખ્યું; તથા પોતે હસન ગંગુ એવું નામ ધારણ કર્યું. વળી એવો નિયમ કર્યો કે બ્રાહ્મણોને પ્રધાન બનાવવા.

મહંમદ તઘલખ ઈ. સ. ૧૩૫૧ માં સિંધમાં થએલો બળવો સમાવવા ગયો. તે ત્યાંજ મરણ પામ્યો. એની પછી એનો ભત્રીજો ફિરોજશાહ તઘલખ ગાદીએ આવ્યો.

ફિરોજશાહે જે રાજ્યો સ્વતંત્ર થયાં તેમની સ્વતંત્રતા કબુલ રાખી. એને લડાઈ ગમતી નહોતી. તે એમ સમજતો કે શાંતિમાંજ રાજ્યની આબાદી છે. ફિરોજશાહની માતા હિંદુ હતી. તે સિંધમાં આવેલા દિપલપુરના રાજાની કુંવરી હતી. મહંમદના વખતમાં મુસલમાનો સિંધપર વારંવાર હુમલા કર્યા કરતા હતા. ત્યાંની પ્રજા લડાઇને લીધે વારંવાર દુ:ખી થતી હતી. તેથી પ્રજાને ઉગારવા એ દયાળુ કન્યાએ સુલતાન સાથે પરણવા ખુશી બતાવી. ફિરોજશાહમાં પોતાની માતાનો દયાનો ગુણ ઉતર્યો હતો. ફિરોજશાહ ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર ૫૩ વર્ષની હતી. તેથી તે ઠરેલ સ્વભાવનો અને શાંત ચિત્તવાળો હતો. તેને પોતાના રાજ્યમાં વધારો કરવાની ઇચ્છા નહોતી. મહંમદના અમલ દરમ્યાનનું ખેડુતો પાસેનું મહેસુલનું લહેણું બાકી હતું. તે એણે માફ કરી દીધું. અને જુલમ થએલો તેનો બદલો વાળી લોકોને સંતોષ આપ્યો. એના રાજ્યમાં ઘણા ગુલામો હતા. તેઓ કામ ધંધા વગર ફર્યા કરી આળસુ જીવન ગુજારતા. તેમને તેણે રાજ્યમાં નોકરીએ રાખી ઉદ્યમે વળગાડયા. વળી ખેડુતોને સગવડ આપવા માટે અને લોકોના ઉપયોગ માટે નહેરો, કૂવા, વાવ, તળાવ, દવાખાના, ધર્મશાળાઓ, નિશાળો વિગેરે બંધાવ્યાં. કેટલીક જગ્યાએ પૂલો બંધાવ્યા. તેમજ નદીના પાણીને રોકવા માટે "બંધ" બંધાવ્યા. તેણે કેટલીક મસિદો બંધાવી, પણ તે માટે તેણે ઘણાં મંદિરો તોડી પડાવ્યાં. હિંદુઓ તરફની ગેરવર્તણુક સિવાય એના બીજાં બધાં કામો લોકોના

**ફિરોજશાહનાં ભલાં કૃત્યો**

સુખ સગવડની વૃદ્ધિ કરનારાં હતાં. તેણે ૮૦૦ થી પણ વધારે લોકોપયોગી બાંધકામો કરાવ્યાં. તે સમયે ગુન્હેગારોના અવયવો કાપી નાંખી સજા કરવાનો જે ચાલ હતો તે તેણે બંધ કર્યો. બહુ ગંભીર ગુન્હા માટેજ ફાંસીની સજા રહેવા દીધી. ફિરોજશાહે જે બાંધકામો વિગેરે લોકોપયોગી કામો કર્યાં તે તેના પ્રધાન મકબુલખાનની સારી સલાહને લીધે થયાં. મકબુલખાન પહેલાં ઉંચા કુળનો હિંદુ હતો. હિંદુઓ તરફ ફિરોજશાહે સખતાઈ વાપરી. બ્રાહ્મણો પાસેથી તેણે જજીઆવેરો લેવાનો હુકમ કર્યો. વળી તે મૂર્તિપૂજાની બહુજ વિરૂદ્ધ હતો. મંદિરોમાં શંખ, ઘંટ વિગેરે વગાડવા દેતો નહિ. એ સિવાય એક ભૂલ ભરેલું કાર્ય એ કર્યું કે સરદારોને પગાર અપાતો, તેને બદલે જાગીર આપવા ઠરાવ્યું. પણ આમ કરવાથી રાજ્ય નબળું પડયું. કેમકે સઘળા જાગીરદારો પોતપોતાની જાગીર સ્વતંત્રપણે ચલાવતા. તેથી રાજ્યની ઉપજ ઘટી ગઈ. એકંદરે તેના રાજ્યમાં ખેતીવાડીની સારી આબાદી થઈ, કેમકે ગરીબ ખેડુતો પણ રાજ્યના નાણાંની મદદવડે ખેતી કરી શકતા. જો કોઈ અધિકારી લાંચ લેતો તો તે તેને બહુજ શિક્ષા કરતો. એના અમલમાં વ્હેપાર રોજગારમાં પણ વૃદ્ધિ થઇ. રૈયતની આબાદી વધી. ફિરોજશાહ ઇ. સ. ૧૩૮૮માં ૩૩ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો. એના મરણ પછી ચાર વર્ષમાં ચાર નબળા રાજાઓ થઈ ગયા. ઈ. સ. ૧૩૯૨માં મહંમદ (બીજો) ગાદીએ આવ્યો, એના અમલમાં દિલ્હીની સત્તા પડી ભાંગી.

**તૈમુરની લૂંટ અને દિલ્હીમાં કતલ**

મહંમદ (બીજા)ના વખતમાં ઈ. સ. ૧૩૯૮ માં તૈમુર નામનો મોંગલ સરદાર તાતાર, મોંગલ વિગેરે લૂંટારૂ લોકોના મોટા લશ્કર સાથે ખૈબરઘાટને રસ્તે એકાએક વંટોળીઓ આવે તેમ હિંદના ગામડાં લૂંટતો અને બાળતો. લોકોને ગુલામ તરીકે કેદ પકડતો પકડતો ચઢી આવ્યો. તેનું રાજ્ય મધ્ય એશિઆના સમરકંદમાં હતું. તેણે ઘણી લડાઇઓ મધ્યએશિઆમાં કરી હતી. તેમાં તેનો એક પગ કપાઇ



તૈમુર લંગડો.

ગયો હતો. તેથી તે તૈમુર લંગડાને નામે ઓળખાય છે. તે છેક દિલ્હી સુધી ધસી આવ્યો. મહંમદ લશ્કર લઈ તેની સામે બહાદુરીથી લડ્યો. પણ હારીને ન્હાસી ગયો. તૈમુર દિલ્હીમાં દાખલ થયો દિલ્હીની ગાદી કબજે કરી. તેથી શહેરના કેટલાક માણસો તેના સિપાઇઓની સ્હામા થયા, એટલે ખીજવાઇને તેણે દિલ્હીમાં કતલ ચલાવવાનો હુકમ કર્યો. સિપાઇઓએ એટલી બધી કતલ ચલાવી, કે રસ્તામાં મુડદાંના ઢગલે ઢગલા થઈ પડયા. આખા શહેરને લૂંટી લીધું ને આગ લગાડી. તૈમુર દિલ્હી છોડી ચાલ્યો ગયો. કેમકે એની મરજી કંઇ હિંદમાં રહી રાજ્ય કરવાની નહોતી, પણ તે તો દ્રવ્ય લૂંટવા આવ્યો હતો. જેટલું લઈ જવાય એટલું દ્રવ્ય તથા સંખ્યા બંધ ગુલામોને તેણે મારી નંખાવ્યા, કેમકે તેઓ કદાચ સ્હામા થાય એવી તેને ધાસ્તી લાગી. હિંદુસ્તાનમાંથી તે પોતાની સાથે ઘણા ચાલાક કારીગરોને પોતાને દેશ પકડી ગયો. તૈમુરના ગયા પછી મહંમદ (બીજો) પાછો આવ્યો. પણ ઉજ્જડ શહેર અને લૂંટાઈ ગયેલી રૈયત ઉપર ફક્ત નામનુંજ રાજ્ય ઇ. સ. ૧૪૧૨ સુધી ચલાવ્યું. તોફાની સરદારો બંડ કરતા અને સ્વતંત્ર થઇ જતા, તેથી મહંમદના કબજામાં હવે ફક્ત દિલ્હી શહેર અને તેની આસપાસનોજ થોડો પ્રદેશ રહી ગયો. તૈમુરે પાછા ફરતી વખતે પણ ઘણો જુલમ ગુજાર્યો હતો, અને એના ધાકથી ઘણા

હિંદુઓ દક્ષિણમાં જતાં રહ્યાં. મહંમદ (બીજા)ના અમલ દરમ્યાન ગુજરાતમાં ઝાફરખાં નામનો સુબો ઈ. સ. ૧૪૦૩ માં સ્વતંત્ર થઈ ગયો. તેના દીકરા તાતારખાનના દીકરા અહમદશાહે ઈ. સ. ૧૪૧૨માં અમદાવાદ શહેર વસાવ્યું. એજ સાલમાં મહંમદ ( બીજો ) મરણ પામ્યો. દિલ્હીનો રાજકારભાર ત્યારપછીનાં બે વર્ષ સુધી (ઇ. સ. ૧૪૧૪ સુધી) દોલતખાં લોદી નામના સરદારે ચલાવ્યો. તેણે પાદશાહપદ ધારણ કર્યું નહિ. તૈમુર લંગડાએ ખીજરખાન સૈયદ નામના સરદારને પંજાબમાં સુબા તરીકે મૂકયો હતો. તેણે દિલ્હી આવી દોલતખાંને નસાડી મૂકયો અને પોતે દિલ્હીનો પાદશાહ થયો. અંહિ તઘલખ વંશનો અંત આવ્યો.

**તઘલખ વંશનો અંત**

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. ગ્યાસુદ્દીન તઘલખના રાજકારભારથી પ્રજાને સંતોષ થવાનાં કારણ કયાં હતાં? ૨. મહંમદ (ગાંડા)નાં અવિચારી કૃત્યોથી પ્રજાને કેટલું વેઠવું પડયું? ૩. અવ્યવસ્થાને લીધે શું પરિણામ આવ્યું? કયા કયા રાજ્યો સ્થપાયાં? ૪. ફિરોજશાહે કયા કયા કામોથી ખેતી અને વેપારને આબાદ કર્યાં? ૫. તૈમુરની ચઢાઇથી હિંદને કેટલું ખમવું પડયું? ૬. તઘલખવંશનો અંત કેમ આવ્યો?

# પ્રકરણ ૧૨ મું.

## સૈયદ અને લોદી વંશ.

### અફઘાન સત્તાનો અંત. સૈયદ વંશ:–(ઈ. સ. ૧૪૧૪થી ૧૪૫૦).

સૈયદવંશમાં માત્ર ચાર પાદશાહો થયા હતા. સૈયદ ખીજરખાને સાત વર્ષ સુધી સારી પેઠે રાજ્ય અમલ ચલાવ્યો. ત્યારપછી સૈયદ મુબારક પાદશાહ થયો. તેણે બાર વર્ષ સુધી રાજ્ય ચલાવ્યું, પણ તેને મારી નાંખવામાં આવ્યો. તેની પછી તેના ભત્રીજા સૈયદ મહમદને દિલ્હીની ગાદી મળી. એના અમલ દરમ્યાન માળવાના

**અફઘાન સત્તાના અંતની શરૂઆત.**

સુલતાને દિલ્હી પર ચઢાઈ કરી. તેને હરાવવામાં પંજાબના સુબા બહલોલખાં લોદીએ પાદશાહ સૈયદ મહમદને મદદ કરી હતી. સૈયદ મહમદ કંઈ બળવાન પાદશાહ નહોતો, એટલે અફઘાન સત્તા વધુ નબળી પડી ગઇ. સૈયદ મહમદના મરણ પછી તેનો જમાઇ સૈયદ અલાઉદ્દીન ગાદીએ આવ્યો. તે એશઆરામી હતો. તેણે રાજકાજમાં બીલકુલ ધ્યાન આપ્યું નહિ, તેમજ નબળી પડેલી રાજસત્તાને મજબુત કરવાને બદલે પંજાબના સુબા બહલોલ લોદીને રાજકારભાર સોંપી દીધો; અને બાકીની જીંદગી મોજશોખમાં નકામી ગાળી.

## લોદી વંશઃ–(ઇ. સ. ૧૪૫૧ થી ઈ. સ. ૧૫૨૬.)

**બહલોલ લોદી. સિકંદર લોદીનો પ્રતાપી પણ પક્ષપાતી અમલ. હિંદુ ધર્માચાર્યો. તે વખતની પ્રજાની હાલત. ઈબ્રાહીમ લોદીનો ખરાબ સ્વભાવ. દક્ષિણ હિંદમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો. અફઘાન સત્તાનો અંત.**

દિલ્હીનું રાજ્ય છેક ઓછું થઇ ગયું હતું. પણ બહલોલખાં લોદી પંજાબનો સુબો હતો, એટલે હવે દિલ્હીના મુલક સાથે પંજાબપ્રાંત પણ ઉમેરાયો. બહલોલ લોદી એ વંશના પાદશાહોમાં

**બહલોલ લોદી.**

જોરાવર હતો. તેણે અયોધ્યા અને જુવાનપુરના રાજ્યો સાથે ૨૬ વર્ષ સુધી લડાઇ ચાલુ રાખી તે જીતી લીધાં. આથી દિલ્હીના રાજ્યમાં વધુ ઉમેરો કર્યો. તેણે પોતાના અમલ (ઇ. સ. ૧૪૫૧ થી ૧૪૮૮) દરમ્યાન પંજાબથી છેક બિહાર સુધી દિલ્હીની સત્તા જમાવી દીધી. એ પાદશાહ સાદી રીતભાતને પસંદ કરતો, અને કહેતો કે ઉપરનો ભપકો અને ઠાઠમાઠ કરતાં પાદશાહ પોતાના સારા અમલથીજ કીર્તિ સંપાદન કરી શકે છે.

સિકંદર લોદી ઈ. સ. ૧૪૮૮માં ગાદીએ આવ્યો. ત્યારપછી તેણે બિહારપ્રાંત જીતી લીધો. તે પરાક્રમી અને રાજકારભારમાં હોશિઆર

હતો. વળી સ્વભાવે શાંત, પરોપકારી અને દયાળુ હતો. તેણે લોકોપયોગી ઘણાં કામો કર્યાં હતાં. કુશળ રાજનીતિથી પ્રજામાં શાંતિ સ્થાપી પણ તે ધર્માંધ હોવાથી હિંદુઓ પ્રત્યે તિરસ્કાર રાખતો અને તેમની ધર્મક્રિયાઓમાં અડચણ નાંખતો. કેટલાંક હિંદુમંદિરો તેણે તોડાવી નાંખ્યાં. હિંદુઓને જાત્રા જવાની તથા નદીઓમાં ન્હાવાની મનાઇ કરી. તેના કેટલાક મુસલમાન ભલા સલાહકારોએ હિંદુઓ પ્રત્યે સારી પેઠે વર્તવાની સલાહ આપી. તેણે માની નહિ. તેણે ટપાલખાતું ખોલ્યું હતું. લોકોના જાનમાલના રક્ષણ માટે સારી યોજના કરી હતી. દિલ્હીને બદલે તેણે આગ્રાને રાજધાની બનાવ્યું હતું. તે ૨૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૫૧૭ માં મરણ પામ્યો. સિકંદરના અમલ દરમ્યાન યુરોપના પોર્ટુગલ દેશથી વાસ્કોડાગામા દરિઆઈ માર્ગે હિંદ આવ્યો હતો.

**સિકંદર લોદીનો પ્રતાપી પણ પક્ષપાતી અમલ.**

શ્રીમદ્ શંકરાચાર્યે બૌદ્ધ ધર્મ વિરૂદ્ધ ઉપદેશ કરી બ્રાહ્મણ ધર્મનો ફરી ઉદય કર્યો એ બાબત આગળ આવી ગઇ છે. ત્યારપછી ઇ. સનના બારમા સૈકાથી પંદરમા સૈકા સુધીમાં શીવ અને વિષ્ણુ માર્ગના સમર્થ આચાર્યોએ ઉપદેશ કરી હિંદુ ધર્મને દૃઢ બનાવ્યો. કેટલાક ધર્માંધ મુસલમાન પાદશાહોના પ્રયત્નોથી જો કે કેટલાક હિંદુઓ જુલમથી કંટાળી અથવા રાજધનના લોભથી મુસલમાન થયા, પરંતુ હિંદુ ધર્માચાર્યોના પ્રયત્નોથી ધર્મના સિદ્ધાંતો લોકોના હૃદયમાં દૃઢ થતા ગયા. આ આચાર્યોમાં **રામાનુજ, રામાનંદ, શ્રી ચૈતન્ય અને શ્રીમદ્ વલ્લભાચાર્ય તથા કબીર** મુખ્ય હતા. રામાનુજ, રામાનંદ અને શ્રીમદ્ વલ્લભાચાર્યે શ્રી વિષ્ણુની ભક્તિનો ઉપદેશ લોકોના અંતઃકરણમાં ઉતાર્યો. શ્રી ચૈતન્ય બંગાળામાં થયા. તેમના અંતઃકરણમાં સંપૂર્ણ પ્રેમ અને દયાનો વાસ હતો. તેઓ પ્રેમમાં મસ્ત રહી લોકોને હિંસા છોડી દઇ પ્રભુપ્રેમમાં લીન થવાનો ઉપદેશ કરતા. કબીરે ઉત્તર હિંદમાં હિંદુ અને મુસલમાનો માટે

**હિંદુ ધર્માચાર્યો.**

એક સામાન્ય ધર્મની સ્થાપના કરી. એક બીજી કોમ પ્રત્યેની કડવાશની લાગણી દૂર કરી. તેઓ બહારની દેખાતી ધર્મ ક્રિયાને બદલે અંતઃકરણને પવિત્ર બનાવવાનો ઉપદેશ કરતા. વળી પંજાબમાં શીખ ધર્મના સ્થાપનાર **ગુરૂનાનક** પણ સિકંદર લોદીના અમલ દરમ્યાન થઇ ગયા. તેમણે શીખ પ્રજામાં લડાયક જુસ્સો અને ધર્મ માટે પ્રાણાર્પણ કરવાની વૃત્તિ ઉત્પન્ન કર્યાં. શીખ પ્રજાનો લડાયક જુસ્સો આજે પણ જાણીતો છે.

**તે વખતની પ્રજાની હાલત.**

અફઘાન પાદશાહોના અમલ દરમ્યાન (ઇ. સ. ૧૨૦૬થી લોદી પાદશાહોના અમલ સુધી) પ્રજાની હાલત સાધારણ સારી હતી. મુસલમાનોને રાજકાજમાં ઉંચી નોકરીઓ મળતી. પણ ખેતીવાડી વ્હેપાર અને બીજા ધંધા હિંદુઓને હસ્તકજ રહેતા. મુસલમાનોના શિક્ષણ માટે અરબી અને ફારસી ભાષાની શાળાઓ હતી. હિંદુઓના શિક્ષણ માટે પાદશાહો તરફથી કાંઇ સગવડ નહોતી. છતાં તેઓ બ્રાહ્મણો પાસે પાઠશાળાઓમાં અભ્યાસ કરતા. વળી ગામડાંઓમાં વહીવટ ચલાવવા માટે પંચાયતો હતી અને તે પંચાયતો પ્રજાસુખ માટે એવી સારી રીતે કારભાર ચલાવતી હતી કે તેમની સત્તા કાયમજ રહી. ધર્માંધ પાદશાહના અમલ દરમ્યાન હિંદુઓને કેટલીક ધર્મ ક્રિયાઓ કરવામાં અડચણ નડતી, પણ હિંદુઓ ઉપર જુલમ થતો નહિ. હિંદુઓનો ન્યાય કરતી વેળા તેમના રીતરીવાજો ધ્યાનમાં લેવાતાં. સાહિત્યમાં પણ ઘણો વધારો થયો. છતાં ધાર્મિક પુસ્તકો સંસ્કૃતભાષામાંજ લખાતાં. હિંદુઓના કેટલાક ધર્મ પુસ્તકોનો પ્રાકૃત ભાષાઓમાં તરજુમો પણ થયો હતો.

**ઇબ્રાહીમ લોદીનો ખરાબ સ્વભાવ**

સિંકદર લોદીના મરણ પછી ઇબ્રાહીમ લોદી પાદશાહ થયો. ઈ. સ. ૧૫૧૭. એ અફઘાન પાદશાહોમાં છેલ્લો હતો. પોતાના લોભીઅને અવિવેકી સ્વભાવથી તેણે દિલ્હીનું રાજ્ય છેકજ નબળી સ્થીતિમાં આણી મૂક્યું. તે ઘણો મગરૂર હતો અને ઘાતકી રીતે વર્તતો હતો. પોતાના રાજ્યના અમીર તરફ એણે એવી

વર્તણુંક ચલાવી કે જેથી તેઓ તેની સામે થયા. તે તેમનું વારંવાર અપમાન કરતો અને પોતાની સામે અદબ કરી ઉભા રહેવા ફરમાવતો. ઇબ્રાહીમ એટલું પણ સમજતો નહિ કે અમીરો અને સરદારોની મદદ વગર રાજ્ય ચલાવી શકાય નહિ. તેનો એક ભાઇ જુવાનપુરનો સુબેદાર હતો. તેને ઇબ્રાહીમે મારી નંખાવ્યો. વળી પોતાના એક બીજા ભાઇને કેદમાં પૂર્યો હતો. અમીરો, સરદારો અને સુબાઓ તરફની ગેરવર્તણુકને લીધે બહલોલ અને સિકંદરે મેળવેલો પ્રદેશ દિલ્હીની હકુમતમાંથી સ્વતંત્ર થયો. વળી તે પૈસાનો એવો તો લોભી હતો, કે સિપાઇઓને પૂરતો પગાર પણ આપતો નહિ. ખજાનામાં દ્રવ્ય તો હતું, પણ કંજુસ જેવા સ્વભાવને લીધે તે રાજકારભાર અંગેના ખર્ચ માટે પણ આનાકાની કરતો. વળી દક્ષિણ હિંદમાં વિજયનગર, બ્રાહ્મણી અને વરંગુળના રાજ્યો ઉપરાંત બીજાં સ્વતંત્ર પાંચ રાજ્યો પણ સ્થપાયાં;

**દક્ષિણ હિંદમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોની સ્થાપના.**

**બીજાપુર, અહમદનગર, ગોવળકોંડા, બીડર** અને વરાડ. **બીજાપુરનું** રાજ્ય ઈ. સ. ૧૪૮૯માં યુસુફ આદિલશાહે સ્થાપ્યું. યુસુફ પહેલાં ગુલામ તરીકે વેચાયો હતો, પણ પાછળથી બ્રાહ્મણી રાજ્યમાં સુબા સુધીને દરજ્જે ચઢયો હતો. તે વખતનો બ્રાહ્મણી રાજ્યનો સુલતાન નબળો હોવાથી તેણે બીજાપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. વળી એજ સાલમાં (ઇ. સ. ૧૪૮૯માં) નિઝામશાહે **અહમદનગર** વસાવી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. નિઝામશાહ પહેલાં બ્રાહ્મણ હતો. પણ ગુલામ તરીકે વેચાઈ જવાથી તે વટલી ગયો. રાજ્ય સ્થાપ્યા પછી તેણે સાત વર્ષ લડાઇ કરી દોલતાબાદ જીતી લીધું. **ગોવળકોંડાનું** રાજ્ય એક ઈરાનીએ સ્થાપ્યું હતું, અને તેનું નામ કુતુબશાહ હતું. આ રાજ્ય ઈ. સ. ૧૫૧૦માં સ્થપાયું. એની પછીના બાદશાહે હૈદરાબાદ (દખ્ખણનું) શહેર વસાવ્યું હતું. **બીડરનું** રાજ્ય બ્રાહ્મણી રાજ્યના એક પ્રધાન કાસમબરીદે સ્થાપ્યું હતું. તે પણ ન્હાનપણમાં ગુલામ હતો. તેણે બ્રાહ્મણી રાજાને કેદમાં

પૂર્યો અને બીડરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. છેલ્લું વરાડનું રાજ્ય દક્ષિણના સ્વતંત્ર રાજ્યોમાં સૌથી ન્હાનું હતું. અને તે ઇ. સ. ૧૪૮૪ માં સ્થપાયું. એ રાજ્યનો સ્થાપનાર ઇમાદ ઉલ્મુલ્ક પહેલાં કાનડા પ્રાંતનો બ્રાહ્મણ હતો, પણ લડાઇમાં કેદ પકડાયાથી વટલી મુસલમાન થયો હતો. તે બ્રાહ્મણી રાજ્યના સુબા તરીકે વરાડમાં સુબો હતો. પણ પાછળથી (ઇ. સ. ૧૪૮૪માં) સ્વતંત્ર થઈ ગયો. બ્રાહ્મણી રાજ્ય તૂટી પડયું અને આ નવા રાજ્યો સ્થપાયાં. વળી વિજયનગરના હિંદુ રાજ્ય અને બ્રાહ્મણી રાજ્ય વચ્ચે કેટલીક લડાઇઓ થઈ હતી. વિજયનગરના કૃષ્ણ રાજાની તિજોરીમાંથી બ્રાહ્મણી સુલતાને એક ગવૈયાને ઇનામ આપવાનું ફરમાવ્યું. તેથી ભારે યુદ્ધ થયું. કતલ ચાલી, પણ પાછળથી કૃષ્ણ રાજાએ સુલતાનના હુકમ પ્રમાણે પૈસા આપ્યા એટલે સમાધાની થઇ. બ્રાહ્મણી રાજાઓની રાજધાની ગુલબર્ગમાં હતી. બ્રાહ્મણી સુલતાનોમાં અહમદશાહ સૌથી જોરાવર હતો. તેણે વિજયનગરના દેવરાજાને હરાવ્યો. તેની કુંવરી સાથે પછી પરણ્યો. લગ્નવિધિ પૂરી થયા પછી દેવરાજા સુલતાનને થોડે દૂરજ વળાવવા ગયો એટલે સુલતાને ફરી લડાઇ કરી. પણ તેમાં અહમદશાહ પોતેજ હારી ગયો અને મરાયો. આ બધાં રાજ્યો સ્વતંત્ર થવાથી દિલ્હીના પાદશાહોની સત્તા તૂટી પડી.

ઇબ્રાહીમ લોદીની અવિવેકી વર્તણુકથી નારાજ થઈ પંજાબના સુબા દોલતખાં લોદી તથા ચિતોડના સૂર્યવંશી રાણા સંગે ઇબ્રાહીમને દિલ્હીની ગાદીએથી ઊઠાડી મૂકવા પેરવી કરી.

**પાણિપતનું યુદ્ધ અને અફ્ઘાન સત્તાનો અંત: મોગલ સત્તાની સ્થાપના**

અફ્ઘાનીસ્તાનમાં બાબર નામના એક બહાદૂર અને બળવાન તુર્ક જાતના મોગલે રાજગાદી સ્થાપી હતી અને તે ત્યાં ગણી સારી રીતે રાજ્ય ચલાવતો હતો. તે એશિયાઈ તુર્કસ્તાનનો વતની હતો. ત્યાં તેના બાપનું રાજ્ય તેના કાકાએ જીતી લીધું હતું, અને તેથી બાબરને પોતાની જીંદગી બચાવવા પહાડોમાં સંતાતા રખડવું પડયું હતું. તેના બહાદુર સાથીઓ તેને

વફાદાર રહી તેની સાથે વીસ વર્ષ સુધી પહાડોમાં ભટકયા હતા. તેમણે વિચાર્યું કે તુર્કસ્તાનનું રાજ્ય તેમનાથી પાછું મેળવી શકાશે નહિ એટલે તેઓએ પૂર્વ તરફ અફ્ઘાનીસ્તાન આવતા રહેવા વિચાર કર્યો. તેઓ પાસે બહાદુર અને બળવાન યોદ્ધાઓ હતા, અને પહાડી મુલકમાં અનેક અડચણો વેઠી વધુ મજબુત બન્યા હતા. તેઓએ અફ્ઘાનીસ્તાન આવી કાબુલ અને ગિઝની સહેલાઇથી જીતી લીધાં અને ત્યાંની પ્રજામાં સુખ શાંતિ વધે એવી રીતે અમલ ચલાવવો શરૂ કર્યો. આથી તેની ખ્યાતિ છેક હિંદુસ્તાન સુધી પહોંચી; કેમકે તે સમયે અફ્ઘાનીસ્તાનને રસ્તે યુરોપ સાથે હિંદનો વ્હેપાર ચાલતો. તે વ્હેપારીઓ મારફતે લોકોએ બાબરની રાજ્ય કરવાની સારી રીત વિષે જાણ્યું હતું. દોલતખાં લોદી તથા રાણાં સંગે બાબર ઉપર પત્ર લખ્યો અને ઇબ્રાહીમ કેવો અવિવેકી અને નબળો છે તે જણાવ્યું; તથા તેને દિલ્હીની ગાદીએથી ઉઠાડી મૂકવા વિનંતી કરી. બાબરે વિચાર્યું કે હિંદુસ્તાન જીતી લેવાનો આ સરસ લાગ છે, તેથી તે બહાદુર ૧૩૦૦૦ સિપાઇઓને લઇ અફ્ઘાનીસ્તાનથી ખૈબરઘાટને રસ્તે હિંદમાં આવી પહોંચ્યો. ઇબ્રાહીમ લોદીને આ વાતની ખબર પડી એટલે તેણે પણ એક મોટું લશ્કર તૈયાર કર્યું. સિપાઇઓને પગાર મળતો નહિ તેથી તેઓ જોકે નારાજ હતા; છતાં ઇબ્રાહીમે તેઓને સમજાવી લડવા તૈયાર કર્યા. બાબરે પાણિપતના મ્હોટા મેદાનમાં છાવણી કરી. લડાઈ કરવામાં બાબર બહુજ ચાલાક હતો. વળી તેની પાસે બંદુકો અને તોપો પણ હતી. બાબરે વિચાર્યું કે દિલ્હી સુધી જવા કરતાં અહીં મેદાનમાં લશ્કર એવી રીતે ગોઠવવું કે દુશ્મનના લશ્કરથી પોતાના લશ્કરની જેમ બને તેમ ઓછી હાનિ થાય.

**બાબરની વ્યુહ રચના.**

તેણે છાવણીની આસપાસ એક ખાઇ ખોદાવી તથા લાકડાની મજબુત વાડ પણ બંધાવી લીધી. વળી છાવણીના આગલા ભાગમાં ખાઇ ખોદતાં વધેલી માટીથી ઉંચા ટેકરા જેવી સીધી દિવાલ બનાવી દીધી અને તેની ઉપર તોપો ગોઠવી. લશ્કરના જુદા જુદા ભાગ પાડી દરેક

ભાગ એક એક સરદારને સોંપ્યો. એ સરદારોમાં બાબરનો પુત્ર હુમાયુ પણ હતો. તોપો જે માટીની દિવાલ ઉપર ગોઠવી હતી તેની પાછળ તેણે બંદુક ફોડનારા સિપાઇઓને રાખ્યા હતા. વળી લગભગ ૨૦૦૦ સૌથી બળવાન સિપાઇઓને તેણે છાવણીના છેક પાછલા ભાગમાં અનામત યોદ્ધાઓ તરીકે રાખ્યા હતા. છાવણીની આસપાસથી ખાઈ ઊંડી અને પહોળી હતી. તેમાં પાણી ભરાવ્યું; અને પોતાના લશ્કરને બ્હાર નીકળવા પૂલોની ગોઠવણ રાખી, પણ જરૂર ન હોય ત્યારે તે પૂલો અંદરની બાજુએ ખેંચી લઈ શકાય એવા હતા. ઇબ્રાહીમ એક લાખ માણસનું લશ્કર લઇ હાથી ઉપર બેસી એકદમ ધસારો કરવાની ઇચ્છાથી ચાલ્યો આવતો હતો. તેના લશ્કરમાં હાથી ઉપર તથા ઘોડા ઉપર બેસીને લડનારા ઉપરાંત પાયદળ લશ્કર હતું. એના લશ્કર પાસે હથિઆરોમાં તીરકામઠાં તલવારો અને ભાલાજ હતા. બંદુક તો તેઓએ જોઇ પણ નહોતી. બાબર પોતાના લશ્કર ઉપર જાતે બધી દેખરેખ રાખતો હતો. ઈબ્રાહીમનું લશ્કર આવતું દેખાયું, એટલે બાબરના યોદ્ધાઓ તૈયાર થઇ ગયા. ઇબ્રાહીમ ધારતો કે મેદાનમાં સામસામે લડવાનું હશે, પણ જ્યારે તેનું લશ્કર એટલું પાસે આવ્યું કે તોપના ગોળા લશ્કરમાં પડી શકે ત્યારે બાબરે એકસામટી બધી તોપો ફોડવા હુકમ કર્યો; અને તોપવાળી દિવાલ પાછળ સંતાયલા બંદુકવાળા સિપાઈઓએ એકદમ બંદુકમાંથી ગોળીઓ છોડવા માંડી. ઈબ્રાહીમના ઘણા સિપાઇઓ તોપના ગોળા અને બંદુકની ગોળીઓથી એકદમ મરણ પામ્યા. અને કદી આવાં હથિઆરો નહિ જોએલા તેથી એકાએક ગભરાઈ ગયા તથા લશ્કરમાંથી ન્હાસવા માંડયું. હાથીઓ અને ઘોડા પણ ગભરાટમાં ગમે તેમ દોડવા લાગ્યા, અને લશ્કરનાં ઘણાં માણસોને છૂંદી નાંખ્યાં બાબરે આ વખતે ઈબ્રાહીમના લશ્કરને તે લશ્કરની ડાબી અને જમણી બાજુએથી તથા પાછલા ભાગમાંથી પણ પોનાના સિપાઇઓ મોકલી એકાએક ઘેરી લીધું. આથી તો એટલી બધી ગુંચવણ અને ભીડ ઈબ્રાહીમના લશ્કરમાં થઈ ગઈ કે ઘણા સિપાઇઓ કચડાઈ

મૂઆ. તરતજ બાબરે અનામત રાખી મૂકેલા બેહજાર તાજા અને બળવાન ઘોડેસ્વારો ઇબ્રાહીમના ગુંચવાએલા લશ્કરપર તૂટી પડ્યા અને ભયંકર કતલ ચલાવી. ચારેબાજુથી ઘેરાઈ ગએલા સિપાઇઓમાંના લગભગ સઘળા કપાઇ કે છુંદાઈ ગયા. ઇબ્રાહીમ પણ લડતાં લડતાં ઘાયલ થઈ મરણ પામ્યો. સ્હવારથી બપોર સુધીમાં તો લડાઇનો અંત આવી ગયો. બાબરને જીત મળી અને તેણે દિલ્હી અને આગ્રાનો કબજો લીધો, ઇ. સ. ૧૫૨૬.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. સૈયદ વંશમાંથી દિલ્હીની ગાદી લોદી વંશમાં કેવી રીતે ગઇ? ૨. બહલોલ લોદીએ કેવી રીતે રાજ્ય ચલાવ્યું? ૩. સિકંદર લોદીનો રાજ્ય અમલ પ્રતાપી છતાં પક્ષપાતી કેમ કહેવાય છે? ૪. મુસલમાની રાજ્ય અમલ હોવા છતાં હિંદુ ધર્મ કયા કારણોથી જળવાઇ રહ્યો? ૫. દિલ્હીની રાજસત્તા કેવી રીતે તૂટી પડી? ૬. અફઘાન અમલ દરમ્યાન પ્રજાની હાલત કેવી હતી? ૭. બાબરે પોતાના લશ્કરની ગોઠવણ કેવી રીતે કરી હતી?



# મોગલ સામ્રાજ્ય.

## પ્રકરણ ૧૩મું.

### બાબર

**મોગલ સલ્તનત. ફત્તેહપુર સિક્રીની લડાઈ. બાબરનું મરણ.**

પાણિપતના મેદાનમાં જીત મેળવી બાબરે દિલ્હી કબજે કર્યું એ વિશે ગયા પ્રકરણમાં હકીકત આવી ગઈ છે. હુમાયુએ આગ્રાનો કબજો લીધો. બાબરે હુમાયુને એવી સખત સૂચના કરી હતી કે કોઈ પણ માણસ ઉપર જરાયે જુલમ થવા દેવો નહિ. હુમાયુ તે પ્રમાણેજ આગ્રામાં વર્ત્યો હતો, પણ એક ઉમરાવે તેને એક ઘણોજ કિંમતી હીરો ખૂશીથી આપ્યો. બાબરે



બાબર.

**મોગલ સલ્તનતની સ્થાપના.** દિલ્હી કબજે કર્યા પછી પોતાની સત્તા દૃઢ કરવા તરફ ધ્યાન દોડાવ્યું. તે પોતે ઘણોજ બળવાન, બહાદુર અને ચાલાક લડવૈયો હતો. લાંબી મુસાફરી કરવામાં તેને મુશ્કેલી પડતી નહિ. એક વખત તેણે ફક્ત બેજ દિવસમાં ૧૫૦ માઈલની મુસાફરી ઘોડે બેસીને કરી હતી. વળી બે વખત તે

ગંગા નદી તરી ગયો હતો. તેની બહાદુરી વિશે કોઇને શક નથી, કેમકે ફક્ત ૧૩૦૦૦ માણુસો લઇને એક લાખ જેટલા ઈબ્રાહીમના લડવૈયાઓ સામે તે થયો હતો. પાણિપતના મેદાનમાં તેણે ચાલાકી પણ બતાવી હતી.

થોડા વખતમાં તેણે પોતાની સત્તા જમાવવા માંડી. હુમાયુએ જુવાનપુર સુધીનો બધો મુલક જીતી લીધો. બાબરે રજપુતાના સર કરવા નિશ્ચય કર્યો. જે રાણા સંગે બાબરને બોલાવ્યો હતો અને ઇબ્રાહિમને હરાવવા પત્ર લખ્યો હતો તે ચિતોડનો રાણો સંગ બાબરની સર્વોપરિ સત્તા કબુલ કરે એમ ન્હોતું. તેણે બાબરનો વિરોધ કર્યો; અને કેટલાક પોતાના મળતીઆ રાજાઓ સાથે મળી લડવાનો નિશ્ચય કર્યો. ફતેહપુર સિક્રી આગળ બાબરની અને સંગરાણાની છાવણીઓ આવીને પડી. ભયંકર યુદ્ધ થયું. પ્રથમ તો રજપુતોએ શુરાતન બતાવ્યું. મોગલોપર ભારે ધસારો કર્યો તેથી તેઓ પાછા હઠયા. હવે બાબરને લાગ્યું કે હારીને પાછા જવું પડશે. પરંતુ બાબર તો પહેલેથીજ નિશ્ચય કરીને આવ્યો હતો કે હિંદુસ્થાનમાં રાજ્ય કરવું છે. લૂંટ મેળવી પાછા જવું નથી. તેથી તેણે તેના અમલદારો તથા લશ્કરની એક સભા બોલાવી, ત્યાં તેણે લાગણી ભર્યા શબ્દોમાં કહ્યું "માણુસ માત્રને એકવાર મરવાનું તો છેજ; વ્હેલું કે મોડું, ત્યારે શા માટે બહાદુરીથી લડીને ન મરવું ? જીતશું તો હિંદુસ્થાનનું રાજ્ય મેળવીશુ; મરશું તો બહેસ્ત મળશે. માટે નિશ્ચય કરો કે મરવું કે જીતવું. તેમજ જ્યાંસુધી ફતેહ ન મળે ત્યાં સુધી દારૂ પણ ન પીવો." આમ પણ લીધા પછી બાબર પોતાના લશ્કર સાથે ફરીથી રજપૂતો સામો ધસી ગયો. બાબર પાસે તોપખાનું, હયદળ અને પાયદળ એમ લશ્કરની ગોઠવણી હતી. રજપુતો આવા વ્યવસ્થીત લશ્કર સામે ટકી શકયા નહિ. તેઓ હારી ગયા. બાબરની પ્રતિજ્ઞા સફળ થઈ. હવે બાબરને બીજા રજપુત રાજ્યો જીતવાની મુશ્કેલી નડી નહિ. તેણે હવે એક પછી એક રજપૂત કિલ્લાઓ જીતવા માંડયા. રજપુતોનું લશ્કર ઘણું મોટું હતું. પરંતુ તે વ્યવસ્થીત

**ફત્તેહપુર સિક્રીની લડાઈ.**

નહતું. તેમજ તેમાં જમાનાને અનુસરીને ફેરફાર કરવા જોઈએ તે થયા નહતા. તેથી રજપૂતો હારી ગયા.

**અફ્ઘાન રાજાઓનું બંડ.**

પાણિપતના યુદ્ધ પછી અફ્ઘાન રાજાઓની સત્તા જતી રહી. તેથી તેઓ બંડ કરવા લાગ્યા. બાબરને આ વાતની ખબર મળી કે તરતજ તેણે તેના પુત્ર હુમાયુને લશ્કર આપી આ બંડખોરો સામે મોકલ્યા. તેઓને હુમાયુ જુવાનપુર, બનારસ, પટણા આગળ મળ્યો. અત્યાર સુધી બાબર રજપુતો સાથે લડાઇમાં રોકાયો હતો. તે તેમાંથી છુટો થયો કે તરતજ તે હુમાયુને મળ્યો. રજપુતોને હરાવવાથી તેનો ઉત્સાહ વધ્યો હતો. આ બંડખોરોને તો તેણે સ્હેજમાં દાબી દીધા.

**બાબરનું મરણ અને પુત્ર પ્રેમ.**

અફ્ઘાન બંડખોરોને છિન્નભિન્ન કરી નાંખી બાબર આગ્રા ગયો. ત્યાં તેને માલમ પડયું કે ત્હેનો વ્હાલો પુત્ર હુમાયુ માંદો થયો હતો. ત્હેની માંદગી ઘણી સખ્ત હતી. ઘણા ઉપાયો અજમાવ્યા છતાં તેને સારૂં થવાના ચિન્હ જણાતા નહોતા. તેથી તેણે તેના ધર્મગુરૂની સલાહ લીધી. તેણે જણાવ્યું કે "તારી પ્રિયમાં પ્રિય વસ્તુ તું ખુદાને અર્પણ કર." આથી બાબરે પોતાની જીંદગી ઇશ્વરને અર્પણ કરવા નિશ્ચય કર્યો; તેણે બંદગી કરી "હે ખુદા, મ્હારા વ્હાલા પુત્ર હુમાયુને બચાવ, અને મારી જીંદગી લે." જાણે કે ઇશ્વરે તે વાત માન્ય રાખી હોય તેમ તે દિવસથી હુમાયુની તબીએત સુધરતી ગઇ. બાબરની તન્દુરસ્તી બગડવા માંડી અને તે મરણ પામ્યો, ઇ. સ. ૧૫૩૦.

**બાબરનું આત્મવૃત્તાંત.**

બાબરે પોતે પોતાનું જીવનચરિત્ર લખ્યું છે. તેમાં તેણે પોતાની જીંદગીના મુખ્ય બનાવો તથા તેનું ચારિત્ર વર્ણવ્યા છે. તે લખે છે કે તે ઘણા માઇલો સુધી ઘોડાપર બેસીને જતો પણ થાકતો નહિ. નદીઓ તરી જતો. સગાંઓ પ્રત્યે તેનો ઘણો પ્રેમ હતો. મુશ્કેલીમાં મદદ કરનાર મિત્રોનું ઋણ તે ભૂલતો નહિ. પોતે કવિ હોઈ

કવિઓ તથા સાહિત્યકારોને ઉત્તેજન આપતો. પશુપંખી તરફ પણ દયા બતાવતો. દરેક ધર્મ તરફ તે માનની દૃષ્ટિએ જોતો. તે આત્મસંયમી હતો એ આપણે સીકીની લડાઈ વખતે તેણે લીધેલા પણ ઉપરથી જોઈ શકીએ છીએ. બાબર એક મહાન પુરૂષ તરીકે ઇતિહાસમાં જાણીતો છે.

તેનામાં મહાન સામ્રાજ્ય સ્થાપવાના કુદરતી ગુણો હતા. લાંબો વખત તે જીવ્યો હોત તો રાજ્યવ્યવસ્થા બરોબર કરતે. અને તેથી હુમાયુને કશી નડતર રહેત નહિ.

**ઉપસંહારના પ્રશ્નો:**—૧. મોગલ સલ્તનતની સ્થાપના કેવી રીતે થઈ? ૨. રજપુત રાજ્યો જીતવાને બાબરને શું કરવું પડયું? ૩. બાબરનો પુત્ર તરફ પ્રેમ હતો એ તમે કેવી રીતે કહી શકો છો? ૪. બાબરના આત્મવૃત્તાંતમાંથી શુ જાણવાનું મળે છે? ૫. બાબર એક મહાન પુરૂષ હતો એ કેમ સાબીત કરી બતાવશો?

## પ્રકરણ ૧૪ મું.

## હુમાયુ.

**હુમાયુના ભાઇઓ અને તેની સાથે તેનું વર્તન. ગુજરાત પર ચઢાઈ. શેરશાહ અને હુમાયુ. બક્ષરની લડાઈ. હુમાયુ ફરી હિંદુસ્થાનમાં. ચારિત્ર.**

બાબરના મરણ પછી તેનો પુત્ર હુમાયુ ઈ. સ. ૧૫૩૦માં ગાદીએ આવ્યો. હુમાયુને ત્રણ ભાઇઓ હતા. તેમના નામ કામરાન, અસ્કરી અને હિંદાલ હતાં. હુમાયુમાં બાબરનો પૂર્ણ વિશ્વાસ

**હુમાયુના ભાઇઓ**

હતો. કે હુમાયુ ભાઇઓ સાથે સારી પેઠે વર્તશેજ. મરતી વખતે તેણે ભલામણ કરી હતી કે તારે તારા ભાઇઓ સાથે સારી રીતે વર્તવું, તથા સંપીને રાજ્ય કરવું. તેના પિતાની ઇચ્છા પ્રમાણે હુમાયુએ કામરાનને કાબુલ અને કંદહારના પ્રાંતો, મીરઝાં અસ્કરીને ચંબલનો ભાગ અને હિંદાલને મેવાડનો ભાગ આપ્યો.

હુમાયુ આગ્રામાં ગાદીએ બેઠો. હુમાયુ પોતે ભલો અને સંપીલો હતો. પણ ભાઇઓએ કુસંપ કર્યો. કામરાને પંજાબનો કબજો લીધો. આથી હુમાયુનું જોર ઘણું નરમ થઈ ગયું.

અત્યાર સુધી મોગલો ગુજરાત સુધી આવ્યા નહોતા. બહાદુરશાહ ગુજરાતમાં રાજ્ય કરતો હતો. તે સ્વતંત્ર થયો હતો. એ ઘણો બળવાન રાજા હતો. તેણે માળવા જીતી લીધું હતું. ખાનદેશ, અહમદનગર અને ગુજરાત વરાડ પણ તેના પર તાબામાં આવ્યાં ચઢાઈ હતાં. ચિતોડ પર ચઢાઇ કરી હતી. ત્યાંની સ્ત્રીઓ જુહાર કરી મરણ પામી. ચિતોડનો રાણો ચિતામાં બળી મુઓ હતો. રાણીએ મરતાં પહેલાં હુમાયુને રાખડી મોકલી હતી; એટલે હુમાયુએ તેનું રક્ષણ કરવાનું વચન આપ્યું હતું. તેથી તે બહાદુરશાહની સામે ગયો હતો. બહાદુરશાહ હારી ગયો. ચાંપાનેરનો કિલ્લો જીતાયો અને તેમાંની બધી દોલત લઇ લેવામાં આવી. પણ બહાદુરશાહે એક વર્ષ પછી તે આખું રાજ્ય જીતી લીધું. બહાદુરશાહ પોર્ટુગીઝ સાથે લડતાં દીવ આગળ મરણ પામ્યો.


હુમાયુ.

શેરશાહ યુક્તિબાજ હતો. જ્યારે હુમાયુ ગુજરાત તરફ હતો તે વખતે શેરશાહ ચુનારના કિલ્લા પર લશ્કર લઇને ગયો હતો. શેરશાહનો

ઈરાદો હુમાયુને ફસાવવાનો હતો. આ વાતની તેને ખબર પડી કે તરતજ તે ગુજરાતથી પાછો ફર્યો અને ચુનારને

**શેરશાહ અને હુમાયુ.** ઘેરો ઘાલ્યો; અને ચુનારનો કિલ્લો સર કીધો. (ઇ.સ. ૧૫૩૮) શેરશાહ આ વખતે બંગાળામાં જતો રહ્યો. એટલે બંગાળાના સુલતાને હુમાયુની મદદ માંગી. હુમાયુ લશ્કર લઇને ગૌડમાં દાખલ થયો. શેરશાહે પોતાનું લશ્કર પાછું ખેંચી લીધું. ચોમાસું બેસી ગયું હતું એટલે હુમાયુથી આગળ જઇ શકાય એમ નહોતું. તે દરમ્યાન અયોધ્યા સુધીના બધાજ મોગલ પ્રાંતો તેણે તાબે કીધાં. આ તરફ હિંદાલ દિલ્હીનો પાદશાહ થઈ બેઠો. ચોમાસું ઉતર્યા પછી હુમાયુ લશ્કર લઇને બંગાળાની બહાર આવ્યો. શેરશાહ લઢવાને તૈયાર હતો. અહીં પણ શેરશાહે રાજકીય યુકિત વાપરી હુમાયુને ફસાવ્યો. હવે શેરશાહ હુમાયુને બકસર આગળ મળ્યો. હુમાયુ હારી ગયો. (ઈ. સ. ૧૫૩૯) ગંગા નદી ઓળંગતા એક ભીસ્તીએ તેને મદદ કરી અને પોતાની મસક પર તેને પેલે પાર લઈ ગયો. હુમાયુએ તેનો બદલો સારી રીતે વાળ્યો. બે કલાક ભીસ્તીને રાજગાદી આપી હતી. હવે હુમાયુ આગ્રા આવ્યો. એટલામાં શેરશાહે બંગાળાનો બધોજ પ્રદેશ જીતી લીધો. અને ત્યાં સુલતાન થઇને બેઠો. આવી રીતે યુક્તિથી શેરશાહ બંગાળાનો અને જુવાનપુરનો સ્વતંત્ર હાકેમ થઈ બેઠો.

હુમાયુ છેલ્લી વાર શેરશાહ સામે લડયો. આ વખતે તેણે તેના ભાઈ કામરાનની મદદ માંગી હતી. પણ તે તેને મળી નહોતી. કનોજ આગળ યુદ્ધ થયું. હુમાયુ હારી ગયો અને ત્યાંથી

**હુમાયુની છેલ્લી હાર.** સિંધ તરફ ગયો. હુમાયુની થતી હાર જોઇને કામરાન અને અસ્કરી કાબુલ અને કંદહાર નાસી ગયા. હિંદાલ સિંધ જતો રહ્યો. હુમાયુનો એવો વિચાર હતો કે ફરીથી ગુજરાત જવું અને હિંદુસ્થાન સર કરવું. પણ સિંધના હાકેમે તેને તેમ કરવા દીધું નહિ. પછી હુમાયુ સાત માણસોને લઇને ઉમરકોટ ગયો. ત્યાંના રાણાએ તેનું સ્વાગત કર્યું. અહિં અકબરનો જન્મ થયો.

(ઈ. સ. ૧૫૪૨). મદદ ન મળવાથી હુમાયુ નિરાશ થઈ ગયો. તેથી તે હિંદુસ્થાન છોડીને ઈરાન ગયો. અકબરને એના કાકાને ત્યાં કંદહારમાં મૂકયો હતો. (ઈ. સ. ૧૫૪૫.) ઇરાનના પાદશાહે એને સારૂં માન આપ્યું હતું.

ઇરાનના શાહે મોટું લશ્કર આપી હુમાયુને હિંદુસ્થાન મોકલ્યો. ઈ. સ. ૧૫૪૫માં અસ્કરી પાસે કંદહાર લીધું; અને અફઘાનીસ્તાન દેશ પણ જીતી લીધો અને હિંદુસ્થાન આવવા માટે લશ્કર તૈયાર કર્યું. ઈ. સ. ૧૫૫૫ માં મોટું લશ્કર લઈને સિંધુ નદી આગળ થઇને હુમાયુ હિંદુસ્થાન આવ્યો. તે વખતે શૂર વંશનો રાજા સિકંદર ગાદીએ હતો. તે નબળો હતો. દેશમાં અરાજકતા હતી. તેથી હુમાયુ ફાવી શકયો. સિકંદરને હરાવીને હુમાયુ દિલ્હી અને આગ્રા તરફ ગયો અને ત્યાં ગાદીએ બેઠો. આ રીતે ૧૫ વર્ષ પછી ગુમાવેલી ગાદી હુમાયુએ ફરીથી હાથ કરી. એક વર્ષ પછી હુમાયુ મરણ પામ્યો. પોતાના મહેલની અગાસીમાં સીડી પર ઉભો ઉભો તે બંદગી કરતો હતો એટલામાં સીડીપરથી સરી પડી ગયો. ઘણી સખત ઈજા થવાથી તે મરણ પામ્યો.

**હુમાયુનું ફરીથી હિંદુસ્થાન આવવું.**

હુમાયુ માયાળુ હતો. તેણે પોતાના પિતાની ઇચ્છા પાર પાડી હતી. સ્વભાવે લ્હેરી હતો. રાજા તરીકે આ એક ખોડ હતી. તેથી તેણે પોતાનું રાજ્ય ગુમાવ્યું હતું. તે કોઈ પણ જાતનો નિર્ણય જલદી કરી શકતો નહિ. અતિ માયાળુપણાના દોષને લીધે શત્રુઓ તેની સામું થતાં. એના ભાઇઓપર જે દયા બતાવી હતી તેનો તેના ભાઇઓએ તેના સામેજ ગેરઉપયોગ કર્યો. આથી પણ હુમાયુને ઘણું ખમવું પડયું. તે ઘણો બહાદુર હતો; પણ હોંશિયારી બતાવી શકતો નહિ. હાર થતાં પણ તે હિંમત હારતો નહિ. અફીણ બહુજ ખાતો. તે વિદ્વાન હતો.

**હુમાયુનું ચારિત્ર્ય.**

**ઉપસંહાર માટે પ્રશ્નોઃ**—૧. હુમાયુએ પોતાના પિતાનું વચન કેવી રીતે પાળ્યું અને તેમના ભાઇઓ સાથે કેવું વર્તન રાખ્યું?

૨. હુમાયુને હિંદુસ્થાન કેમ છોડી જવું પડયું? ૩. હુમાયુ હિંદુસ્થાન ફરી કયારે આવ્યો? ૪. હુમાયુનું ચારિત્ર આપો? ૫. હુમાયુની શી ભૂલો થઈ હતી? ૬. તેનાથી તેને શું નુકસાન થયું?

## પ્રકરણ ૧૫ મું.

### શેરશાહનો વંશ. શેરશાહનું મરણ. શેરશાહના સુધારા. ચારિત્ર.

શેરશાહ જાતે અફઘાન હતો. તે શૂર વંશનો હતો. તે હુમાયુની સામે થયો હતો અને તેને હરાવીને આગ્રા અને દિલ્હી જીતી લીધાં હતાં. પછી ત્યાં તે પોતે પાદશાહ થયો. (ઇ. સ. ૧૫૪૦) હુમાયુને હાંકી કાઢયા પછી શેરશાહે ગ્વાલીયર, ઉજ્જન, રણથંભોર અને માંડુના કિલ્લાઓ જીતી લીધાં હતાં. પછી તેણે સિંધમાં આવેલું ઠઠ્ઠા પણ જીતી લીધું. ઈ. સ. ૧૫૪૪માં તેણે અજમેર આબુ અને જોધપુર પણ સર કર્યા. આવી રીતે ચારે તરફથી હુમાયુને હિંદુસ્થાન આવવાના રસ્તા બંધ કર્યાં; અને ફરીથી મોગલ રાજ્ય ન સ્થપાય એવી તેણે યુક્તિ કરી. રજપુતોને પણ તેણે તાબે કરી લીધાં હતાં. ઇ. સ. ૧૫૪૪માં શેરશાહે કલીંગઢને ઘેરો ઘાલ્યો. ગઢ ઘણો મજબુત હોવાથી તરત લેવાયો નહિ. સાત મહિના સુધી ત્યાં લશ્કર પડી રહ્યું. એક વખત કિલ્લો લેતા દારૂગોળો ફાટવાથી શેરશાહને ઈજા થઇ, તે સખત દાઝયો અને મરણ પામ્યો. (ઈ. સ. ૧૫૪૫).

**શેરશાહ.**

શેરશાહે પાંચ વર્ષ રાજ્ય કીધું. તે દરમ્યાન એણે ઘણાં સુધારા કર્યાં હતાં. પંજાબથી બંગાળા સુધી ધોરી રસ્તો બંધાવ્યો હતો. ધર્મશાળાઓ બંધાવી હતી; કુવાઓ ખોદાવ્યાં હતાં; રસ્તાપર ઝાડો રોપાવ્યાં હતાં; મસીદો બંધાવી હતી; કાગળો લઇ જવા લાવવાને માટે ઘોડા પર માણસોને મોકલતો. રાજ્યવ્યવસ્થા ઘણી સારી રીતે કરી શકતો. દરેક બાબત પોતેજ તપાસતો. લશ્કરની યોજના ઘણી

**રાજ્યવ્યવસ્થા અને સુધારા.**

સારી રાખતો હતો. જમીનનો બંદોબસ્ત, માપણી, મહેસુલ વગેરે ઘણી સારી રીતે તેણે ગોઠવ્યું હતું. ઉપજનો ચોથો ભાગ તે મહેસુલ તરીકે લેતો. દરેક વર્ષે મહેસુલની આંકણી થતી હતી; અને દસ વર્ષે જમીનની માપણી કરાવતો. તેણે ટંકશાળા ખોલી હતી અને રૂપાનાણું તથા તાંબાનાણું દાખલ કીધું હતું. એના રાજ્યમાં લુટારા તથા ચોરનો ભય નહોતો.

**શેરશાહ પછીના રાજાઓ.**

શેરશાહના મરણ પછી પાંચ રાજાઓ શૂર વંશની ગાદીએ આવ્યા. શેરશાહનો વડો છોકરો સલીમશાહ એના બાપના જેવો કુશળ હતો. પણ તેની પછી આવનારા તદ્દન ઉડાઉ અને નાલાયક હતા. તેઓમાં છેલ્લો સિકંદર સૂર હતો. તેનો પ્રધાન હેમુ નામનો એક હિન્દુ હતો. તે બાહોશ અને શૂરો હતો, પણ દેશમાં અશાન્તિ વધી ગઈ હતી. એ તકનો લાભ લઇ હુમાયુ ઈરાનના રાજા શાહ તાહમાસ્પની મદદ લઇ હિન્દમાં ૧૫ વરસ પછી દાખલ થયો. સર હિન્દ આગળ એણે સિકંદરસૂરને હરાવ્યો અને દિલ્હીનો કબજો લીધો. હેમુ સિકંદરના નાના પુત્રને લઇને બંગાળ નાસી ગયો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. શેરશાહ કયા વંશનો હતો? ૨. શેરશાહે કયા કયા સુધારા કર્યા? ૩. શેરશાહની રાજ્યવ્યવસ્થા વિષે શું જાણો છો? તેનાથી શું લાભ થયો? ૪. શેરશાહના મરણ પછી તેના રાજ્યનો કેમ અસ્ત થયો? ૫. પછી દિલ્હીની ગાદી કોણે લીધી?

# પ્રકરણ ૧૬ મું.

## મહાન અકબર ઈ. સ. ૧૫૫૬ થી ૧૬૦૫.

અકબરનું બાળપણ; બેહરામખાન લોદીનો કારભાર. અકબરનું સ્વતંત્ર રાજતંત્ર. અકબરની જીત. સુધારા. મહાન પુરૂષો અને તેમની ટુંક રૂપરેખા. નવો ધર્મ. અકબરનું ચારિત્ર અને મરણ. મોગલ રાજ્યની પુનઃ સ્થાપના અને પૂર્ણ કળા.

### મોગલ રાજ્યની પુનઃ સ્થાપના અને પૂર્ણ કળા.

આપણે જોઈ ગયા કે અકબરનો જન્મ ઉમરકોટ આગળ ઈ. સ. ૧૫૪૨ માં થયો હતો. તે ઘણી નાની ઉંમરે ગાદીએ આવ્યો હતો. ઈ. સ. ૧૫૫૬ માં ૧૪ વર્ષની ઉંમરે તે ગાદીએ બેઠો હતો. તે નાનો હોવાથી રાજ્યનો કારભાર બહેરામખાન ચલાવતો હતો. લગભગ ચાર વર્ષ સુધી તેણે રાજ્ય કારભાર ચલાવ્યો. મુસલમાનોમાં ધર્મના બે પંથ છે, શિયા અને સુન્ની. બહેરામખાન શિયા પંથનો હતો; તેથી તે પંથના મુસલમાનોને મોટી જગ્યા આપતો. અકબરને પણ પુરેપુરી સ્વતંત્રતા આપતો નહિ. લોકો તેના રાજ્યકારભારથી નાખુશ થયાં હતાં. તેથી અકબરે તેની પાસેથી રાજ્યકારભાર લઈ

**અકબરનું બાળપણ.**



અકબર.

લેવાનો નિશ્ચય કીધો. બહેરામખાનને મક્કા જવાનો વિચાર હતો. તેથી અકબરે તેને તેમ કરવાની રજા આપી અને તેને જોઇતી બધીજ સામગ્રી પુરી પાડી. મક્કા જતા રસ્તામાં એક અફગાને તેનું ખુન કર્યું. અને પોતાના બાપનું વેર લીધું. ગ્વાલીયર અને જુવાનપુર બહેરામખાંએ મોગલ રાજ્યમાં ઉમેર્યાં હતાં.

બહેરામખાનના મરણ પછી તરતજ અકબરના હાથમાં રાજ્યકારભાર આવ્યો નહિ. પણ જનાનાની બીબીઓ રાજ્યકારભાર ચલાવતી હતી. તે દરમ્યાન બે કિલ્લાઓ મોગલ રાજ્યમાં ઉમેરાયા હતા.

**અકબર સ્વતંત્ર.**

ઈ. સ. ૧૫૬૪ ના સાલથી અકબર સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. તેણે હવે જોયું કે મોગલ સરદારો પર વિશ્વાસ રાખી શકાય એમ નથી. હિંદુસ્થાનના ઘણાં રાજ્યો સ્વતંત્ર હતાં. રજપુતો પણ રજપૂતાનામાં સ્વતંત્ર રીતે રાજ્ય કરતા હતાં; તેથી તેણે રજપુતોને પોતાના વિશ્વાસમાં લઇને રાજ્ય કરવાનો નિશ્ચય કીધો. આવી રીતે ડહાપણથી અકબરે રાજ્ય કરવાનો ઈરાદો રાખ્યો હતો. તેમ કરતાં તેનું રાજ્ય વિશાળ અને મજબુત થયું.

**અકબરના રાજ્યનો વિસ્તાર.**

તેણે સૌથી પહેલાં ગોંદવન સર કર્યું. (ઈ. સ. ૧૫૬૪.) ઇ. સ. ૧૫૬૭ માં ચિતોડ પર સ્વારી કરી. ત્યાં રાણો ઉદેસીંગ રાજ્ય કરતો હતો. અકબર મોટું લશ્કર લઇને આવ્યો હતો. તેથી ઉદેસીંગ અરવલ્લીના ડુંગરમાં નાસી ગયો. ચિતોડગઢનો કબજો જયમલ રાજાને આપ્યો હતો. અકબરને ચિતોડગઢ પર ઘેરો ઘાલવો પડયો. મહામુસીબતે ચિતોડગઢ હાથમાં આવ્યું. ઘણી રજપુત સ્ત્રી અને રજપુત સૈનિકો મરણ પામ્યો. તેનો પુત્ર રાણો પ્રતાપ અકબર સામે પૂર્ણ જોસથી લડયો. બીજા રજપુત રાજાઓ અકબરને મદદ કરતા હતા. એટલે પ્રતાપને કોઇની પણ મદદ નહોતી. તેમ લઢવાના પુરેપુરાં સાધનો પણ નહોતાં. તેના કુટુંબને પણ ઘણું દુઃખ વેઠવું પડતું હતું. પણ પ્રતાપે પોતે હયાત છે, ત્યાં સુધી લઢવાનું પણ લીધું હતું. ઈ. સ.


અકબરના વખતનું
મોગલ રાજ્ય
ઈ.સ. ૧૬૦૦
કાબુલ
કાશ્મિર
લાહોર
મુલતાન
દિલ્હિ
આગ્રા
અજમેર
ઉમરકોટ
લખનૌ
પટના
અલ્હાબાદ
બુંદેલખંડ
બંગાળા
ગોંડવાના
અહમદનગર
ગોવલ
અરબી
બંગાળાનો
ઉપસાગર
મદુરા

૧૫૭૬ માં **હલદીઘાટ** આગળ મોટું યુદ્ધ થયું. અકબરનું મોટું લશ્કર હોવાથી પ્રતાપને નાસી જવું પડયું. પણ પ્રતાપ તાબે થયો નહિ. એટલે અકબરને પાછા જવું પડયું. ઇ. સ. ૧૫૫૭ માં પ્રતાપ મરણ પામ્યો. પ્રતાપે અકબરના ગયા પછી ચિતોડ અને અજમેર સિવાય બીજા બધા ગામો પાછા મેળવ્યાં હતા. ત્યાર પછી અકબરે જોધપુર, ઇડર, શિરોહી વગેરે રજપુત રાજ્યો લઇ લીધા.

**ગુજરાત.**

આ વખતે ગુજરાતમાં મુજફ્ફરખાન રાજા રાજ્ય કરતો હતો. તેણે તેને હરાવ્યો. પછી અકબર સુરત ગયો અને કિલ્લો જીતી અમદાવાદ ગયો; અને ત્યાંથી ભરૂચ ગયો. અને તે બધા શહેરો જીતી લીધાં. અકબરના ગયા પછી મુજફ્ફરખાને અમદાવાદ, સુરત અને ભરૂચ પાછાં મેળવ્યાં. ઇ. સ. ૧૫૯૨માં મોગલોએ એ બધા શહેરો ફરીથી જીતી લીધા. આવી રીતે ગુજરાત પ્રાંત અકબરના હાથમાં આવ્યો. ગુજરાત અકબરના હાથમાં આવવાથી તેને ઘણો લાભ થયો. તે વખતે ગુજરાત કળા, હુન્નર વગેરેમાં આગળ પડતું હતું; તેમજ ધનાઢય હતું. ગુજરાતની જમીન ઘણી ફળદ્રુપ હોવાથી મહેસુલમાં ઘણો લાભ થયો. ટોડરમલે ગુજરાતની મહેસુલ અને તેની વ્યવસ્થા આખા હિંદમાં દાખલ કરી હતી.

**બંગાળા**

સુલતાન દાઉદ બંગાળામાં રાજ્ય કરતો હતો. તેણે અકબરને તાબે થવાની ના પાડી; તેથી અકબરે ટોડરમલને લશ્કર આપી મોકલ્યો. દાઉદ ઓરિસા ન્હાસી ગયો. પણ પાછળથી લડતાં હારી ગયો. ઇ. સ. ૧૫૭૫. દાઉદે વળી પાછો બંગાળાનો કેટલોક ભાગ લઇ લીધો. ટોડરમલે ફરીથી દાઉદને હરાવ્યો; કેદ કર્યો અને મારી નાંખ્યો. બંગાળા મોગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

**કાશ્મીર.**

કાશ્મીરનો સુલતાન અકબરને શહેનશાહ તરીકે માનતો નહિ. તેથી અકબરે કાશ્મીર પર ચઢાઇ કરી; અને કાશ્મીર ખાલસા કરવામાં આવ્યું. (ઇ. સ. ૧૫૮૬.)

**સિંધ અને ઓરિસા** પ્રાંતો પણ ખાલસા કરવામાં આવ્યાં હતાં. (ઇ. સ. ૧૫૯૧–૯૨.) **કંદહાર અને બલુચિસ્તાન** ખાલસા કરવામાં આવ્યાં (ઇ. સ. ૧૫૯૫.)

ત્યારપછી અકબરે દક્ષિણના રાજ્યોપર ચઢાઇ કરી. બીજાપુર, ગોવળકોંડા અને અહમદનગરના રાજાઓને ત્યાં અકબરે એલચીઓ મોકલ્યા. પછી મુરાદને મોટું લશ્કર લઇને મોકલ્યો.

**અહમદનગર.** અહમદનગરનો બચાવ **ચાંદબીબીએ** ઘણી બહાદુરીથી કર્યો. અહમદનગરના સુલતાને અકબરને તાબે થવાનું વચન આપ્યું. (ઇ. સ. ૧૫૯૬). તેથી મોગલોએ વરાડનો પ્રાંત સ્વીકારી સૂલેહ કરી. પણ પાછળથી આ સંધિનો ભંગ કરવામાં આવ્યો. તેથી અકબરે પોતે લશ્કર લઇને અહમદનગરપર ચઢાઈ કરી. ચાંદબીબીએ પોતે ઘરેણાં વગેરે મૂકીને પણ કિલ્લાનું રક્ષણ કર્યું. પણ તેનાજ સિપાઇએ તેનું ખુન કર્યું. એટલે અહમદનગરનો કિલ્લો મોગલોના હાથમાં આવ્યો. (ઇ. સ. ૧૬૦૦.)

**ખાનદેશ.** ઈ. સ. ૧૬૦૦માં અકબરે ખાનદેશના મજબુત કિલ્લા અસીરગઢને ઘેરો ઘાલ્યો. સુલતાને અકબરને કિલ્લાની ચાવી આપી દીધી; અને અકબરે ખાનદેશ ખાલસા કર્યું. આ પ્રમાણે ૪૫ વર્ષમાં અકબરે બીજાપુર અને ગોવળકોંડા સિવાય લગભગ હિંદુસ્થાનનો બધોજ ભાગ તાબે કર્યો.

ઇ. સ. ૧૫૯૯માં અકબરના પુત્ર શાહજાદા સલીમે અકબરની સામે બળવો કર્યો હતો. સલીમ દારૂડીયો અને ખરાબ ચાલનો હતો.

**સલીમનું બંડ.** અકબર સલીમનું બંડ જોઇને આગ્રા ગયો. ત્યાં તેણે પોતાના પ્રિય અબુલફઝલને બોલાવ્યો. પણ સલીમે રસ્તામાં તેનું ખુન કરાવ્યું. તેથી અકબર ઘણો ગુસ્સે થયો. પાછળથી અકબર અને સલીમ વચ્ચે બીલકુલ વિશ્વાસ રહ્યો નહિ. ઇ. સ. ૧૬૦૪માં અકબર મરણ પામ્યો. મરતી વખતે તે તેના છોકરા સલીમને ગાદીનો વારસ ઠેરવી ગયો હતો.

અકબરના રાજ્યમાં કેટલાક સુધારા થયા હતા. ટોડરમલે જમીનની માપણી કરી મહેસુલનો બંદોબસ્ત કર્યો. પહેલવહેલો તે ગુજરાતમાં દસ વર્ષ માટે કરવામાં આવ્યો હતો; અને પછી તે આખા હિંદુસ્થાનમાં દાખલ કરવામાં આવ્યો હતો. મહેસુલ વીસ વર્ષની સરાસરી ઉપજ પર નક્કી કરવામાં આવ્યું હતું.* ઉત્પન્નનો ત્રીજો ભાગ લેવામાં આવતો. કેટલાક નાના વેરાઓ અકબરે માફ કર્યા હતા. તથા જઝીયાવેરો પણ માફ કર્યો હતો. ખેડુતોને સુખી કર્યાં હતાં; તેથી ખેતી ઘણી સુધરી હતી. નાણાંના ચલણમાં સુધારો કર્યો હતો. સતીનો ચાલ બંધ કર્યો. લઢાઇમાં પકડાયેલાં કેદીઓને ગુલામ તરીકે વેંચતો નહિ. મોટા રસ્તાઓ બાંધ્યાં હતાં. ઉદ્યોગ હુન્નરને ઉત્તેજન આપતો હતો. કળા, સાહિત્ય અને ધર્મનો અકબર પ્રેમી હતો અને તેથી તેને પણ તે ઉત્તેજન આપતો.

**સુધારાવધારા.**

## અકબરના વખતના મહાન પુરૂષો.

(૧) **રાજા ટોડરમલ:** રાજા ટોડરમલ શેરશાહના વખતમાં નોકરી કરતો હતો. તે હવે અકબરના રાજ્ય દરબારમાં મહેસુલ ખાતામાં ઘણી ઉંચી પદવીએ નીમાયો હતો. મહેસુલ બાબતમાં ઘણોજ કુશળ અને હોંશિયાર હતો. તેણે અકબરના રાજ્યનો વિસ્તાર કરવામાં ઘણી મદદ કરી હતી.

(૨) **રાજા ભગવાનદાસ:** અકબરનો સાળો થતો હતો. તે મુખ્ય અમીર હતો.

---

*આજે પણ જમીનની માપણી થાય છે. તેની યોગ્યતા જોવાય છે. અને તેના ઉત્પન્ન પર કર નાંખવામાં આવે છે. જમીન પાક ન આપે તો મહેસુલ ઓછી મેલાય છે અથવા માફ થાય છે. દુકાળના વખતમાં મહેસુલ માફ થાય છે. ખેડુતોને તે ઉપરાંત બીજી કેટલીક મદદ કરવામાં આવે છે. સહકાર મંડળ તરફથી વ્યાજે નાણા મળે છે. નહેરથી પાણી મળે તેની વ્યવસ્થા થાય છે. તગાવી પણ મળે છે. (ખેડુતો સરકાર પાસે જરૂર વખતે પૈસાની મદદ લે છે. તે પૈસા હફતા મારફતે પાછા ભરે છે. તેને તગાવી કહે છે.)

(૩) **રાજા માનસિંહ:** તે રાજા ભગવાનદાસનો વારસ થતો હતો. તેને કાબુલનો સુબો, થોડા વખત સુધી બનાવવામાં આવ્યો હતો, અને પાછળથી તેને બંગાળાનો પણ સુબો બનાવવામાં આવ્યો હતો. તેની બેનના લગ્ન શાહજાદા સલીમ સાથે કરવામાં આવ્યા હતાં.

(૪–૫) **અબુલ ફઝલ** અને **અબુલ ફૈઝી:** આ બંન્ને ભાઇઓ હતા. તેઓ વિદ્વાન હતા. ફૈઝી કવિ હતો. ફૈઝીએ અકબરને એવો ઉપદેશ આપ્યો હતો કે બધા ધર્મો જોતાં એમ માલમ પડે છે કે ઇશ્વર એકજ છે. બધા ધર્મના સિદ્ધાંતો સરખાજ છે. સત્યને માર્ગે ચાલનાર ઇશ્વરને જાણી શકે છે. તેથી અકબરે એક નવો ધર્મ સ્થાપ્યો હતો. અબુ ફઝલે આઇન–ઈ–અકબરી નામનું પુસ્તક લખ્યું છે. તેમાં હિંદની આર્થિક સ્થિતિનું તે વખતનું વર્ણન કરવામાં આવ્યું છે. બીજું પુસ્તક તેણે ‘અકબરનામા’ નામનું લખ્યું હતું. તેમાં અકબરના કાયદા અને અમલનું વર્ણન કરવામાં આવ્યું છે. તે શિવાય તેના દરબારમાં ઘણા જાણીના પુરુષો હાજરી આપતા. તે સઘળાંને અકબર તરફથી માન મળતું. **બીરબલ** અકબરનો ઘણો માનીતો હતો. તે સંગીતમાં, કથા કહેવામાં અને હાસ્યવિનોદમાં ઘણો હોંશિયાર હતો. અકબરને તે ઘણી રમુજ પમાડતો. તે હાજર જવાબી હતો. અને તેની વાર્તાઓ વાંચવા જેવી છે. **તાનસેન** ગવૈયો હતો. પાછળથી તે હિંદુમાંથી મુસલમાન થઇ ગયો હતો. સુરદાસ, ગંગભટ્ટ, અબ્દુર રહીમ, ફીરીશતા વગેરે અકબરના દરબારના રત્નો હતા. કવિ તુલસીદાસ અને વલ્લભાચાર્ય પણ તે વખતમાં હતા.

**અકબરનો નવો ધર્મ અને રાજ્ય બાબત**

અબુલ ફઝલ અને ફૈઝી પવિત્ર અને વિદ્વાન હતા. તેમણે અકબરને ધર્મના નવા વિચારો સમજાવ્યા હતા. કામને અનુકૂળ પડે તથા પ્રજાને યોગ્ય થઈ પડે એવા સુધારાઓ ધર્મમાં દાખલ કરવા વિનંતી કરી ની. અકબરને ઇશ્વરમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. ઇશ્વર એકજ છે એમ તે

માનતો. તે ઈસ્લામના ઉલ્માઓ અને શેખોની ધર્મની સંકુચિત દૃષ્ટિથી કંટાળી ગયો હતો. તેથી તેણે નવો ધર્મ દાખલ કર્યો. તેનું નામ **દીને ઈલ્લાહી** આપ્યું. તેમાં માંસાહારનો પ્રતિબંધ હતો. તેણે બધા ધર્મોના આગેવાનોની એક સભા બોલાવીને તેના સિદ્ધાંતો લઇને આ નવો ધર્મ સ્થાપ્યો હતો. આ નવા પંથમાં ઘણા લોકો ભળ્યા નહિ. અકબરે તે માટે કોઇના પર જુલમ ગુજાર્યો નહોતો. રાજ્ય બાબતના અગત્યના પ્રશ્નોનો વિચાર કરવા તે મુખ્ય દરબારીઓની સભા બોલાવતો અને સલાહ લેતો * આ મંડળને દિવાનેખાસ નામ આપવામાં આવ્યું હતું. દિવાનેઆમ પણ તે બોલાવતો. તેમાં લોકોના આગેવાનોની બેઠક હતી.

**અકબરનું ચારિત્ર.** અકબર શરીરે મજબુત હતો, સ્વભાવે કોમળ હતો. સાદો હતો. લખતા વાંચતા આવડતું નહોતું છતાંયે તે વિદ્વાન હતો. કળા સંગીત, તત્વજ્ઞાન, ઇતિહાસ વગેરેનો એ શોખીન હતો. તે ખરો મિત્ર હતો. તેણે રજપુત સાથે લગ્ન વ્યવહાર કર્યો હતો. હિંદુ જાત્રાળુઓ પરના બધા કરો તથા જઝીયા વેરો પણ માફ કર્યો હતો. વિદ્વાન, રમુજી અને ધર્માચાર્યોને તેણે પોતાના દરબારમાં સ્થાન આપ્યું હતું. ઘણાં સંસ્કૃત પુસ્તકોનો ફારસીમાં તરજુમો કરાવ્યો હતો. રાજ્યમાં હિંસા થતી અટકાવી હતી. આ રીતે અકબરનું ચારિત્ર હિંદુ મુસલમાનને અનુકૂળ થઈ પડે એવું હતું. તેથી તે સઘળી પ્રજાને પ્રિય થઇ પડયો હતો. તેના વખતમાં અનાજ, ઘી, દૂધ વગેરે સસ્તું હતું. ઘઉં સાડાત્રણ આને મણ, બાજરી સવાબે આને મણ, જુવાર ત્રણ આને મણ અને ચોખા પાંચ આને મણ; ઘી એક રૂપીઆનું ત્રણ શેર, દુધ એક રૂપીયાનું સવાબેમણ, મીઠું એક રૂપીયાનું સાડાત્રણ મણ મળતું હતું.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. અકબર નાનો હતો ત્યારે કોણ રાજ્ય ચલાવતું અને કેવી રીતે રાજ્ય કરતું ? ૨. અકબરના સ્વતંત્ર

* અકબરનું રાજતંત્ર આજના રાજતંત્ર સાથે કેટલીક રીતે મળતું આવે છે તે તપાસો.

રાજકારભાર વિશે શું જાણો છો ? ૩. અકબરે કયા કયા પ્રાંતોપર ચઢાઈ કરી અને કેવી રીતે જીત્યા ? ૪. અકબરના સુધારા પર ટુંક નોંધ લખો. ૫. તેના સમયના મહાન પુરૂષોનું જીવન વૃતાંત આપો. ૬. અકબરના રાજતંત્ર સાથે આજના રાજતંત્રની સરખામણી કરો. ૭. અકબરનો રજપુતો સાથેનો સંબંધ જણાવો.

---

## પ્રકરણ ૧૭ મું.

## જહાંગીર ઈ. સ. ૧૬૦૫ થી ૧૬૨૭.

જહાંગીરનો સ્વભાવ તથા શોખ. ખુશરૂનું બંડ. નૂરજહાં. તેનો રાજવહીવટ. મલીક અંબર. શાહજહાંનું બંડ. મહોબતખાન. સર ટોમસરો.



જહાંગીર.

ઈ. સ. ૧૬૦૫ માં સલીમ જહાંગીર નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેને કેળવણી સારી મળી હતી. સ્વભાવે તે મોજીલો હતો. રોજ પુષ્કળ દારૂ પીતો હતો. તેથી તે વધારે વખત રાજ્યવહીવટ કરી શકયો નહિ. તે નૂરજહાંને પરણ્યો અને તેને પોતાના રાજ્યની લગામ સોંપી દીધી.

ખુશરૂએ તેના બાપ સામે બંડ કર્યું હતું. કારણ કે તેને ગાદી જોઈતી હતી. જહાંગીરે ખુશરૂ સામે પંજાબમાં લશ્કર મોકલ્યું. ખુશરૂ હારી

ગયો. પછી ખુશરૂની આંખ ફોડી નાંખવામાં આવી. ઇ. સ. ૧૬૨૧માં તેને મારી નંખાવવામાં આવ્યો. જહાંગીરના

**ખુશરૂનું બંડ.** વખતમાં અજ્ઞાન બંડખોરોને દાબી દેવામાં આવ્યા. જામનગરના જામ રાજાને હરાવવામાં આવ્યો. કાશ્મીર પાસેનો એક મુલક (કિસ્તવાડ) ખાલસા કરવામાં આવ્યો.

જહાંગીરે પરવીઝને મોટું લશ્કર લઇને મેવાડ પર ચઢાઈ કરવા

**મેવાડ પર ચઢાઇ.** મોકલ્યો, મેવાડમાં પ્રતાપનો પુત્ર રાણા અમરસિંહ રાજ્ય કરતો હતો. પરવીઝે રાણાને હંફાવ્યો એટલે તેણે ખંડીયા રાજા તરીકેરહેવાનું કબુલ કર્યું. (ઇ. સ. ૧૬૧૪.)

એક અમીર ખાનદાનનો પણ ગરીબ સ્થિતીમાં આવી પડેલો ગ્યાસુદ્દીન મહમદ નામના ઇરાની પોતાનું નસીબ અજમાવવા હિંદુસ્થાન ઈ. સ. ૧૫૫૭માં પોતાની બાયડી સાથે આવ્યો હતો. રસ્તામાં નૂરજહાંનો જન્મ થયો હતો.



નૂરજહા.

**નૂરજહાં.** તેનું અસલ નામ મિહિર-ઊન્ન-નિસા હતું. ગ્યાસુદ્દીન અકબરના દરબારમાં નોકરી કરતો હતો અને તે મોટી પદવીએ ચઢયો હતો. તેણે તેની પુત્રીના લગ્ન એક અમીર શેરઅફ્ઘાન સાથે કર્યાં હતા. શેર અફ્ઘાન એક વાર મારામારી કરતાં મરણ પામ્યો. તેથી મિહિર-ઊન્ન-નિસા આગ્રા આવી અને અકબરની વિધવા બેગમની નોકરીમાં રહી.

એક વખત રિવાજ મુજબ રાજા અને અમીર ઉમરાવોની સ્ત્રીઓ અને પુત્રીઓનો મેળો ભરાયો હતો. તે મેળામાં અમીર ઉમરાવો અને રાજાઓ વસ્તુ ખરીદવા આવતા. મિહિર–ઉન–નિસા પણ ત્યાં હાજર હતી. જહાંગીર ત્યાં ફરવા આવ્યો હતો. તેણે તેને જોઇ, અને તેની સાથે લગ્ન કરવાનું મન થયું. પછી લગ્ન થયું; અને મિહિર–ઉન–નિસા નૂરજહાં તરીકે ઇતિહાસમાં જાહેર થઈ.

નૂરજહાં સાથે લગ્ન કર્યા પછી જહાંગીરે પોતાનો રાજ્યકારભાર તેણીને સોંપી દીધો. નૂરજહાંએ ૧૨ વર્ષ સુધી રાજ્ય કર્યું. તેણે ઘણી સારી રીતે રાજ્ય કર્યું હતું. દેશ આબાદ થયો અને રાજ્ય મજબુત બન્યું હતું. નૂરજહાં મા, બાપ, ભાઈ અને શાહજાદા ખુરમની સલાહથી રાજ્ય કરતી હતી. નૂરજહાંએ ઘણી વ્યવસ્થિત રીતે રાજ્ય કર્યું હતું. સિક્કા પર જહાંગીરની સાથે પોતાની પણ છાપ અને નામ પડાવતી. ન્યાય પણ પોતે આપતી. દરબારમાં હાજર રહેતી અને નિયમસર કામ કરતી. જહાંગીર ભાગ્યેજ રાજ્યકારભારમાં હાથ ઘાલતો.

**નૂરજહાંનો રાજ્ય વહિવટ**

મલીક અંબર અહમદનગરના રાજ્યમાં મોટી લાગવગ ધરાવતો હતો. તેણે મહેસુલી બંદોબસ્ત ઘણો સારો કર્યો હતો. તેણે બાલાઘાટનો પ્રાંત મોગલો પાસેથી જીતી લીધો હતો. તેથી જહાંગીરે ખુરમને લશ્કર લઇને મલીક અંબર સામે મોકલ્યો. મલીક અંબરે સુલેહ કરી અને બાલાઘાટનો પ્રાંત અને અહમદનગર મોગલોને આપી દીધા. મલીક અંબર પાછો સામો થયો. શાહજહાંએ (ખુરમ) તેને હરાવ્યો. મલીક અંબર ઈ. સ. ૧૬૨૮-માં મરણ પામ્યો.

**મલીક અંબર**

નૂરજહાં અને શાહજહાં વચ્ચે અણબનાવ થવા લાગ્યો. કારણ કે શાહજહાંની સત્તા દિવસે દિવસે વધતી જતી હતી. નૂરજહાંએ પોતાના આગલા ધણીથી થએલી પુત્રીને જહાંગીરના છોકરા શહેરીયાર

સાથે પરણાવી હતી. શહેરીયાર નાલાયક હતો. તે નૂરજહાંના કહેવા પ્રમાણે વર્તતો. પરવીઝ જહાંગીરનો બીજો છોકરો

**શાહજહાંનું બંડ**

દારૂડીઓ અને મિથ્યાભિમાની હતો. નૂરજહાંને તેની તરફ કાંઇ ભાવ નહોતો. ઈ. સ. ૧૬૨૧માં ખુશરૂનું ખૂન થયું. શાહજહાંને તેનો સસરો પણ મદદ કરવાને તૈયાર હતો. નૂરજહાંએ શાહજહાંને ઇરાનના શાહની સામું લશ્કર લઇ કંદહાર જવા કહ્યું, પણ શાહજહાંએ ના પાડી. તેથી જહાંગીરે શાહજહાંની બધી જાગીરો લઈ લીધી. આ વખતે શાહજહાં દખ્ખણમાં હતો. ત્યાં તેણે તરરજ બંડ કર્યું અને મોટું લશ્કર લઈ ઉત્તર હિંદ તરફ ગયો. (ઈ. સ. ૧૬૨૩.) શાહજહાં નૂરજહાંના લશ્કરથી હારી ગયો. તેથી તે આસીરગઢ ગયો. મહોબતખાન તેની પાછળ હતો. તે નર્મદા સુધી આવી પહોંચ્યો હતો. તેણે ઓરીસા લીધું. તેમજ બંગાળા, બિહાર અને પ્રયાગ પણ જીતી લીધાં. એટલામાં નૂરજહાંએ મહોબતખાનને પાછો બોલાવી લીધો; અને ત્યાંથી તેને પ્રયાગ તરફ મોકલ્યો. શાહજહાં પાછો ફર્યો. ઇ. સ. ૧૬૨૬માં તેને નૂરજહાં સાથે સલાહ કરવી પડી. પછી તેને મહોબતખાનની મિત્રતા થઇ. તેથી તેનું બળ ફરીથી ઝામ્યું,

જહાંગીરના રાજ્ય દરમ્યાન યુરોપથી કેટલાક મુસાફરો હિંદુસ્થાનમાં આવ્યા હતા. તેમાં સર ટોમસરો એલચી તરીકે ઈ. સ. ૧૬૫૧ માં વેપારના હક મેળવવાને માટે આવ્યો હતો. તે

**સર ટોમસરો**

સુરત થઇને અજમેર જહાંગીરને મળવા ગયો. તેની હકની માંગણી વધારે પડતી હોવાથી પાદશાહે તેનો સ્વીકાર કર્યો નહિ. તેણે જહાંગીરના રાજ્યનો હેવાલ લખ્યો છે. તેમાં કેટલીક અતિશયોક્તિ છે, પણ તે વાંચવા લાયક છે.

મહોબતખાન કાબુલી હતો. અકબરના વખતમાં તે નોકરી રહ્યો હતો. તે ઉદાર, બળવાન અને સ્પષ્ટ વક્તા હતો. રજપૂત લડવૈયા તેને બહુ ચાહતા. એકવાર મહોબતખાન પરવીઝના પક્ષમાં હતો એવો નૂરજહાંને

શક પડયો. તેથી તેણે તેને બંગાળા જવાનો હુકમ કર્યો. જહાંગીર આ વખતે કાશ્મીરથી કાબુલ જવા નીકળ્યો હતો.

**મહોબતખાન**

મહોબતખાનને જેલમ નદી આગળ તે મળ્યો. ત્યાં તે કેદ થયો. નૂરજહાં અને શહેરીયાર નાસી ગયા. પણ પછી શરણે આવ્યા. પાછળથી નૂરજહાંએ જહાંગીરને મહોબતખાન પાસેથી ચાલાકીથી છોડવી દીધો હતો. પછી મહોબતખાન શાહજહાં પાસે જતો રહ્યો.

**જહાંગીરનું મરણ**

જહાંગીર ઈ. સ. ૧૬૨૭માં મરણ પામ્યો. નૂરજહાંને કેદ કરવામાં આવી. શાહજહાં અને મહોબતખાન દક્ષિણમાંથી આ તરફ આવ્યા. ઇ. સ. ૧૬૨૯ માં શાહજહાં ગાદીએ આવ્યો. નૂરજહાંને મોટું વર્ષાસન આપવામાં આવ્યું.

**જહાંગીરનું ચારિત્ર.**

જહાંગીર મોજીલો અને લહેરી હતો. રાજ્યકારભારમાં માથું મારતો નહિ. તેને દારૂ પુષ્કળ જોઇતો. તે યુદ્ધમાં કુશળ હતો. કોઇ પણ ધર્મની આડે આવતો નહિ. ઈશ્વરને માનતો. પ્રજાને ઇન્સાફ આપવાનો પ્રયત્ન કરતો. વેપારીઓ અને પ્રજા પર અમલદારોના જુલમ થતા તેણે અટકાવ્યા હતાં. બાબરની માફક જહાંગીરે પણ પોતાની આત્મકથા લખી છે. તેણે તેમાં પોતાના ગુણદોષો વર્ણવ્યાં છે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. જહાંગીર વિશે તમે શું જાણો છો? ૨. નૂરજહાં કોણ હતી, અને તેના લગ્ન જહાંગીર સાથે કેવી રીતે થયા? ૩. નૂરજહાંના રાજ્યવહીવટનું ટુંક વર્ણન કરો. ૪. મલીક અંબર, મહોબતખાન અને સર ટોમસરો વિશે ટુંક નોંધ લખો.

# પ્રકરણ ૧૮ મું.

## શાહજહાં ઈ. સ. ૧૬૨૭ થી ૧૬૫૮.

ખાનજહાં લોદીનું બંડ. બીજાપુર પર ચઢાઈ. ફીરંગીઓની હાર. શાહજહાંની માંદગી. તેના પૂત્રો વચ્ચે લડાઈ. શાહજહાંનું ચારિત્ર અને રાજ્ય વ્યવસ્થા. કળાનો શોખ અને બાંધકામો. સુધારા વધારા.


શાહજહાં.

શાહજહાંએ લગભગ ૩૦ વર્ષ રાજ્ય કર્યું. તે દરમ્યાન તેણે ભવ્ય મકાનો અને એક ભવ્ય તખ્ત તૈયાર કરાવ્યા હતાં.

ખાનજહાં લોદીનું બંડ. ખાનજહાં અફઘાન હતો. જહાંગીરના વખતમાં તે નોકરી કરતો હતો જ્યારે શાહજહાં ગાદીએ આવ્યો ત્યારે તેણે માળવામાં માંડુને જીતી લઈ પોતાની છાવણી નાંખી હતી. બાદશાહે તેને પોતાના પક્ષમાં લઈ લીધો અને દખ્ખણમાં મોકલી દીધો. ત્યાંથી તે રાજ્યગાદી છોડીને નાસી ગયો. પછી અહમદનગર તથા બીજાપુરના સુલતાનની મદદ માંગી પણ તે તેને મળી નહિ.

ઇ. સ. ૧૬૩૩માં અહમદનગર જીતી લેવામાં આવ્યું. ત્યાંના સુલતાનને રાજકેદી તરીકે ગ્વાલીયર મોકલવામાં આવ્યો. તેથી સરદાર શાહજીએ (શીવાજીનો પિતા) એક બાળકને સુલતાન જાહેર કર્યો. શાહજહાં પોતે લશ્કર લઇને આવ્યો. ગોવલકોંડાનો સુલતાન તાબે થયો. શાહજી પણ તાબે થયો. બાળક સુલતાનને ગ્વાલીયર મોકલી દેવામાં આવ્યો. અને બીજાપુર અને ગોવલકોંડા ખંડીયા મોગલ રાજ્ય થયાં. બાગલાણનો કિલ્લો ઔરંગઝેબે (શાહજહાંનો પુત્ર) આ અરસામાં ચઢાઈ કરી જીતી લીધો. ઔરંગઝેબને શાહજહાંએ દખ્ખણમાં રાખ્યો હતો. તે દખ્ખણ છોડીને આ બાજુએ આવ્યો હતો. તેથી ત્યાં ઘણો ગોટાળો થયો હતો. ગોવલકોંડાના સુલતાને પોતાની સત્તા કર્ણાટક સુધી ફેલાવી હતી મીર જુમલા ત્યાંના સુલતાનનો વઝીર હતો. પહેલાં તે હીરાનો વેપારી હતો, પણ પાછળથી તે સુલતાનની નોકરીમાં જોડાયો હતો. તે રાજ્યકારભારમાં અને યુદ્ધકળામાં હોંશિયાર હતો. તેણે પુષ્કળ દ્રવ્ય ભેગું કર્યું હતું. લશ્કર પર પણ ઘણો સારો કાબુ રાખતો. તેણે કર્ણાટક જીત્યું હતું ઔરંગજેબે ગોવલકોંડાની સમૃદ્ધિ જોઇ તેથી તેને તે જીતવાનું મન થયું. કર્ણાટકના રાજાએ પણ ઔરંગજેબની મદદ માંગી. મીરજુમલા મોગલોને તાબે થયો. પછી ઔરંગજેબે ગોવલકોંડાપર ચઢાઇ કરી. સુલતાનની સાથે સલાહ કરી. મીરજુમલા દિલ્હી ગયો અને ત્યાં વઝીર થયો.

**અહમદનગર, બીજાપુર અને ગોવલકોંડા.**

બીજાપુરની સત્તા વધી ગઇ હતી. ઈ. સ. ૧૬૫૭માં ઔરંગજેબે ગોવલકોંડા પર ચઢાઈ કરી. પણ લડાઈ ચાલતી હતી એટલામાં શાહજહાંએ લડાઈ બંધ કરવાનો હુકમ કર્યો; એટલે સુલેહ કરવામાં આવી.

**બીજાપુર પર ચઢાઈ**

ફીરંગીઓ શાહજહાંની સામે થયા હતા. તેથી પાદશાહે તેમની સામે લશ્કર મોકલ્યું. ફીરંગીઓ હારી ગયા. (ઇ. સ. ૧૬૩૨) ઈ. સ. ૧૬૪૮માં શાહજહાંએ કંદહાર પર લશ્કર મોકલ્યું હતું. પણ મોગલ લશ્કર હારી ગયું હતું.

**ફીરંગીઓની હાર**

ઈ. સ. ૧૬૫૭માં શાહજહાં માંદો પડયો. રાજ્યમાં ગપ ઉડી કે પાદશાહ મરણ પથારીએ છે તેથી ચારે શાહજાદાઓ રાજ્યગાદીને માટે તકરાર કરવા લાગ્યા. ઈ. સ. ૧૬૫૮ માં મુરાદ ગુજરાતમાં રાજા તરીકે જાહેર થયો અને માળવા તરફ તેણે કુચ કરી. ઔરંગજેબને મુરાદ એક પક્ષમાં હતા. બન્ને ભાઇઓ લશ્કર લઇને આગ્રા તરફ ગયા. દારાએ જોધપુરના રાજાની મદદ લીધી હતી. તેણે તેને ઔરંગજેબની સામે મોકલ્યો; અને જયપુરના રાજા જયસિંહને પોતાના પુત્ર સાથે સુજા સામે મોકલ્યો. રજપુતો લડયા નહિ તેથી ઔરંગજેબ ફાવી ગયો. જોધપુરનો રાજા પોતાને દેશ જતો રહ્યો. પછી ઔરંગજેબ અને મુરાદ દારાની સામું થયા. દારા લડતાં લડતાં હાથી પરથી નીચે ઉતર્યો. તેથી લશ્કર નાસી ગયું. દારા આગ્રા ગયો. શાહજહાંએ તેને દિલ્હી તરફ મોકલી દીધો. ઔરંગજેબે આગ્રા આવી તે તાબે કર્યું. શાહજહાંને કેદ કર્યો. મુરાદને ઔરંગજેબની અદેખાઈ આવી. મુરાદે પોતાનું લશ્કર વધાર્યું. તેથી ઔરંગજેબને તેનો ડર લાગ્યો. પછી ઔરંગજેબે એક દિવસ મુરાદ પર ખુનનો આરોપ મૂકાવ્યો. અને તે ખોટી રીતે સાબીત કરીને તેને મારી નંખાવ્યો. પછી તે દારાની પાછળ ગયો. અજમેર આગળ યુદ્ધ થયું. ત્યાં દારા હારી ગયો. (ઈ. સ. ૧૬૫૯.) તેથી દારા કાબુલ સુધી મદદ લેવાને ગયો. પણ કોઇએ મદદ કરી નહિ. પછી દારાના શત્રુઓએ દારાને ઔરંગજેબને સ્વાધીન કર્યો. ઔરંગજેબે દારા તરફ ઘણું ખરાબ વર્તન બતાવ્યું. પછી તેને મારી નંખાવ્યો. (ઈ. સ. ૧૬૬૨.) દારાએ પોતાના પુત્રને સુજા સામે મોકલ્યો હતો. (ઇ. સ. ૧૬૫૯.) સુજા હારી ગયો. તેથી નાસી ગયો. દારાના મરણ પછી ઔરંગજેબે સુજાને તેના પક્ષમાં લેવા પ્રયત્ન કર્યો. પણ સુજા આવ્યો નહિ. તેથી બન્ને ભાઇઓ વચ્ચે કોરા આગળ લડાઇ થઈ. સુજા હારી ગયો, અને નાસી ગયો. પછી તેનું શું થયું તે વિષે કાંઇ હકીકત મળતી નથી. આ પ્રમાણે બધાં ભાઈ-ઓથી નિર્ભય થઇ ઔરંગજેબ ઇ. સ. ૧૬૫૯માં ગાદીએ બેઠો.

**રાજ્યગાદી માટે તકરાર.**

શાહજહાંએ ધર્મ તરફ સમાનભાવ રાખ્યો નહોતો. તેણે કેટલાકને પરાણે મુસલમાન બનાવ્યા હતા. હિંદુઓને નવા મંદિરો બાંધવાની રજા આપી નહિ. રજપુતો તથા હિંદુઓને મોટી નોકરીઓ આપતો નહિ. એકંદરે તે ઉદાર, માયાળુ અને બાહોશ પાદશાહ હતો. અકબરના વખતના રાજ્યના સુધારાથી ત્રિજોરીમાં પુષ્કળ નાણું એકઠું થયું હતું. તેનો શાહજહાંએ ભવ્ય મકાનો બંધાવવામાં ખર્ચ કર્યો હતો. તેણે પ્રજા તરફ પુત્ર જેવો ભાવ દર્શાવ્યો. તેણે રાજ્યવ્યવસ્થા સારી રાખી હતી. દરેક ખાતામાં પોતે દેખરેખ રાખતો અને તપાસતો.

**શાહજહાંનું ચારિત્ર અને રાજ્યવ્યવસ્થા.**



તાજમહેલ

**(૧) તાજમહેલ.** શાહજહાંએ પોતાની બેગમ મુમતાજમહાલની યાદગીરી કાયમ રાખવા માટે આ મસીદ બંધાવી હતી. તે આગ્રામાં જમના નદીના કિનારે છે. તેને બાંધતા ૨૧ વર્ષ લાગ્યા હતા. ઇંટલી જેટલા દૂરનં

**શાહજહાંના મહાન બાંધકામો**

અને સુધારા કારીગરો તેને બાંધવાને રોકયા હતા. "તેને આરસનું સ્વપ્ન કહેવામાં આવે છે." તેની પાછળ ૩૦ લાખ રૂપીઆનો ખર્ચ થયો હતો. તે દુનીયાની એક અજાયબી ગણાય છે.

(૨) દિવાને આમ અને દિવાને ખાસ તેણે પુરા કરાવ્યા.

(૩) હિરામાણેક અને મોતીથી ભરેલું એક તખ્ત કરાવ્યું. તેને 'મયૂર-આસન' કહેવામાં આવે છે. તેણે એક શહેર વસાવ્યું હતું. તેનું નામ શાહજહાનાબાદ રાખ્યું હતું. નહેરો સમરાવી અને ખેતી સુધરાવી હતી.

તે વખતે કેટલાક યુરોપીયન મુસાફરો હિંદુસ્થાનમાં આવ્યા હતા. તેઓએ શાહજહાંનો કળાનો શોખ જોઇ તેના વખાણ કર્યા હતા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**-૧. ખાનજહાંન લોદીના બંડ વિશે શું જાણો છો ? ૨. શાહજહાં માંદો પડયો ત્યારે તેના પુત્રોએ શું કર્યું ? પરિણામ શું આવ્યું ? ૩. શાહજહાંની રાજ્ય વ્યવસ્થાની ટુંક નોંધ કરો. ૪. શાહજહાંએ કળાનો શોખ કેવી રીતે જાહેર કર્યો અને કયા કયા મકાનો બંધાવ્યા ? ૫. તેણે શા શા સુધારાવધારા કર્યા ?



# પ્રકરણ ૧૯મું.

## ઔરંગઝેબ. ઇ. સ. ૧૬૫૮ થી ૧૭૦૭.

ઔરંગઝેબની ચઢાઇ. ઔરંગઝેબની ધર્મમાં આપખુદી. રજપૂતો સાથે લડાઈ. બીજાપુર અને ગોવલકોંડા. શિવાજી અને ઔરંગઝેબ. સુરતની લુંટ. ઔરંગઝેબની નિષ્ફળતા અને કારણો. ચારિત્ર.



ઔરંગઝેબ.

ઔરંગઝેબ મોગલ રાજ્યનો મોટામાં મોટો રાજા હતો. તેણે લગભગ ૫૦ વર્ષ રાજ્ય કર્યું. તેના રાજ્યના બે ભાગ થઇ શકે છે. પહેલો ઈ. સ. ૧૬૫૮ થી ૧૬૮૧. પહેલા ૨૫ વર્ષ દરમ્યાન તેણે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. શત્રુઓને હરાવ્યા. પોતાનો ધર્મ દાખલ કરવા મથ્યો. બીજા ૨૫ વર્ષ તેણે બીજાપુર અને ગોવલકોંડા લેવામાં અને મરાઠાઓ સાથે લડવામાં ગાળ્યા. તેથી ઉત્તર હિંદમાં અવ્યવસ્થા થઇ ગઇ.

કુચબિહારના રાજાએ મોગલ સરહદ ઃપર ચઢાઈ કરી અને આસામના રાજાએ ગૌહતિ લઇ લીધું. ઔરંગઝેબે તેમની સામે મીરઝુમલાને મોકલ્યો. તેણે કુચબિહાર અને આસામ જીતી લીધા. પણ

તે ત્યાંજ મરણ પામ્યો. આસામના લોકો ફરીથી મોગલો સામે થયાં. તેથી મોગલ લશ્કર તે દેશ છોડીને ચાલ્યું આવ્યું. ઈ. સ. ૧૬૬૭ માં સરહદ પરના પઠાણોએ બંડ કર્યું. તેને ઔરંગઝેબે યુક્તિથી દાબી દીધાં અને તેમની સાથે સુલેહ કરી પાછો ફર્યો.

**આસામ**

ઔરંગઝેબ મુસલમાન સુન્નીપંથનો હતો. તે પોતાના વડવાઓની માફક ધર્મની બાબતમાં ઉદાર નહોતો. તે ચુસ્ત સુન્ની હતો; એટલે મુસલમાન સુન્નીઓનેજ પોતાના રાજ્યમાં મોટી પદવી આપતો. તેણે હિંદુઓને ઘણી કનડગત કરી હતી. તેઓના જુના મંદિરોનો ઉદ્ધાર થતો અટકાવ્યો. નવા મંદિરો બાંધવા રજા આપી નહિ. તેઓની કેટલીક નિશાળો બંધ કરાવી. મથુરામાનું એક નવું મંદિર તોડી પડાવ્યું અને ત્યાં મસીદ બાંધી. જઝીયા વેરો ચાલુ કર્યો. હિંદુ પ્રજાએ ફરીયાદ કરી ત્યારે તેઓને હાથી નીચે કચડી નાંખવાનો હુકમ કર્યો. જે હિંદુઓ મુસલમાન થાય તેઓને મોટી પદવી આપવાની લાલચ આપી. કોઇને પાલખીમાં ફરવાની છુટ નહોતી. મેળા, તહેવારો, દિવાલી ઉજવવાની મનાઇ કરી. દરબારમાં સંગીત, નૃત્ય વગેરે પણ બંધ કર્યાં. અત્તર, ગુલાબ, રેશમ વગેરે દરબારમાં વાપરવાની મના કરી. આનું પરિણામ એ આવ્યું કે હિંદુઓ ક્રોધે ભરાયા અને બંડો કર્યાં. ખેડુતો પણ સામે થયા. જુદા જુદા પંથના ગુરુઓ પણ સામે થયાં. શીખ ધર્મ તાજો થયો. હવે શીખો સિપાઇ તરીકે કેળવાયા; અને ઔરંગજેબ સામે લડયા. રજપુત રાજાઓ પણ તેની સામે થયા હતા.

**ઔરંગઝેબની ધર્મમાં આપખુદી અને પરિણામ**

જોધપુરના રાજાએ દારાને મદદ કરી હતી અને ઔરંગજેબ સામે તે લડયો હતો. તે વાત યાદ કરી ઔરંગજેબ રજપુત રાજાઓની સામે થયો. જોધપુરનો મહારાજા જસવંતસીંગ ઈ. સ. ૧૬૭૮ માં મરણ પામ્યો. તેના પછી તેના ભાઇનો પૌત્ર અમરસિંહ ગાદીનો વારસ હતો.

પણ ઔરંગજેબે તેને ગાદીએ બેસાડવાની ના પાડી; અને મારવાડ ખાલસા કર્યો. (ઈ. સ. ૧૬૭૯) અને હિંદુઓ પર જુલમ ગુજાર્યો. એટલામાં મર્હુમ જસવંતસિંહની રાણીને પેટે છોકરો અવતર્યો. એટલે ઔરંગજેબે ઇંદ્રસિંહને ગાદી આપી અને આ અવતરેલા બાળકનો હક જતો કર્યો. પણ તે મુસલમાન થાય તો ગાદી આપવાનું કહ્યું. આ વખતે વીર દુર્ગાદાસ જે ત્યાંના પ્રધાનનો પુત્ર હતો તેણે બહાદુરીથી મારવાડનું રક્ષણ કરવાનું માથે લીધું. પણ દુર્ગાદાસને ધર્મની ઝનુનને લઇને ઔરંગજેબે શત્રુ બનાવ્યો. એટલે દુર્ગાદાસે વિધવા મહારાણી અને તેના પુત્રને દિલ્હી મોકલ્યા. ઇંદ્રસિંહને પદભ્રષ્ટ કર્યો અને મારવાડ મોગલ રાજ્યમાં જોડી દીધું. ઔરંગજેબની આ નીતિ જોઇને ઉદેપૂરનો રાણો ગભરાયો. ઔરંગજેબ સામું મેવાડના રાજાએ લડાઇ જાહેર કરી. પણ ઔરંગજેબ જીત્યો. ઔરંગજેબે પોતાના ત્રણ છોકરાને રજપૂતાનામાં રાખ્યા અને પોતે દિલ્હી ગયો. રજપુતોને તાબે કરવાનું પરિણામ એ આવ્યું કે તેઓ ઔરંગજેબની વિરૂદ્ધ થઇ બેઠા. પાછળથી તેઓ મરાઠા સાથે જોડાયા અને મોગલ સત્તાની પડતી આણી.

**રજપુતો સાથે લડાઈ અને પરિણામ**

ઇ. સ. ૧૬૮૬માં અંગ્રેજો મોગલો સામે થયા હતા. પણ તેઓ તેમાં ફાવ્યાં નહોતા.

ઔરંગજેબે બાકીના ૨૫ વર્ષ દક્ષિણમાં ગાળ્યાં હતાં. બીજાપુર અને ગોલકોંડાના રાજ્યો પર ચઢાઇ કરી હતી અને શિવાજીને દાબી દેવાનો પ્રયત્ન કર્યો હતો. ત્યાંના સુલતાને ઔરંગજેબને નિયમસર ખંડણી આપી નહોતી. તે બહાનું કાઢી તથા અકબરના વખતથી બીજાપુર અને ગોવલકોંડા મોગલ રાજ્યમાં જોડી દેવાની મોગલ રાજાઓની ઇચ્છા હોવાથી ઔરંગજેબે ત્યાં ચઢાઇ કરી હતી. પહેલીવાર ઔરંગજેબે રાજા જયસિંહને મોકલ્યો. પણ તે ફાવ્યો નહિ અને રસ્તામાં મરણ પામ્યો. (ઈ. સ. ૧૬૬૭.) બીજી સ્વારી ઈ. સ. ૧૬૭૬થી૧૬૮૦ દરમ્યાન

**બીજાપુર અને ગોવલકોંડા.**

કરવામાં આવી. બીજાપુરનો સુલતાન મરણ પામવાથી ત્યાં રાજગાદી વિષે ખટપટ ચાલી હતી. તેનો લાભ લઇ ઔરંગઝેબે લશ્કર મોકલ્યું. પણ બીજાપુર કબજે થઇ શક્યું નહિ. ત્રીજી વાર ઇ. સ. ૧૬૮૫ માં બીજાપુરને ઘેરો ઘાલવામાં આવ્યો. બીજાપુરના સરદારો માંહોમાંહે લડી મુઆ. મોગલોએ અમલદારોને લાંચ આપી અને બીજાપુર કબજે કર્યું (ઇ. સ. ૧૬૮૬.) બીજાપુર તાબે થયું એટલે ગોવલકોંડાનો સુલતાન સામો થયો. પણ ઔરંગજેબે ગોવલકોંડાને ઘેરો ઘાલ્યો હતો. કોટ મજબુત હોવાથી મોગલો ફાવી શક્યા નહિ. છેવટે લાંચ, રૂશ્વત અને દગાથી ગોવલકોંડા સર કરવામાં આવ્યું. કરોડો રૂપીઆની મિલ્કત હાથ આવી. પણ મરાઠાઓની સત્તા વધી, અને તેઓ મોગલ રાજ્યમાં પેઠા.

**શિવાજી અને ઔરંગજેબ.**

શિવાજી એક મરાઠા સરદાર હતો. તેને પોતાની સત્તા ધીમે ધીમે વધારી હતી. તે બીજાપુર અને ગોવલકોંડાના રાજાને તથા મોગલોને પજવતો. તેથી ઔરંગજેબે તેના એક સરદાર શયસ્તેખાંનને શિવાજી સામે મોકલ્યો. (ઇ. સ. ૧૬૬૦.) શયસ્તેખાંન પુના ગયો અને જે ઘરમાં શિવાજી જન્મ્યો હતો અને મોટો થયો હતો ત્યાં તે ઉતર્યો હતો. શિવાજીને ખબર પડવાથી તે છુપે વેશે પૂનામાં આવ્યો અને શયસ્તેખાંનના ઘરમાં જઈ તેના પર તૂટી પડયો. શયસ્તેખાંન બારીએથી કુદીને ન્હાસી ગયો. પણ તેની આંગળીઓ કપાઇ ગઇ.

**શિવાજી ઔરંગજેબના દરબારમાં.**

રાજા જયસિંહના કહેવાથી શિવાજી આગ્રા ગયો. ત્યાં ઔરંગજેબે તેનું સન્માન કર્યું નહિ. ઉલટું તેને સખ્ત પહેરા નીચે રાખ્યો. એક દિવસ શિવાજીએ માંદા થવાનો ડોળ કરી બ્રાહ્મણોને બોલાવી મીઠાઇ વહેંચવા માંડી. મીઠાઇના ખાલી ટોપલામાં છાનામાના ભરાઇને શિવાજી તથા તેનો દીકરો એક દિવસ ત્યાંથી નાસી ગયા. ઇ. સ. ૧૬૬૬ માં શિવાજી રામગઢ આવ્યો. પાછળથી ઔરંગજેબે શિવાજી સાથે લડાઈ કરી. શિવાજીના હાથમાં મોગલોના કેટલાક કિલ્લાઓ આવ્યા.

શિવાજીએ સુરત શહેર બે વાર લૂંટી લીધું હતું. તે વખતે સુરત મોગલ સલતનતનું મુખ્ય બંદર હતું. તે ઘણું પ્રખ્યાત અને પૈસાદાર શહેર હતું. તે બંદરેથી હાજીઓ મક્કે જતા અને તેથી તેને દાર–ઉલ–મક્કા કહેતા. ત્યાં વેપાર ધમધોકાર ચાલતો હતો. પાંચ દિવસ સુધી પહેલીવાર સુરતને શિવાજીએ લૂંટયું હતું. (ઇ. સ. ૧૬૬૪.) બીજીવાર શિવાજીએ ઇ.સ. ૧૬૭૦માં સુરત લૂંટયું. તેમાં તેને પુષ્કળ કિંમતી ખજાનો મળ્યો હતો.

**સુરતની લૂટ.**

ઔરંગજેબના સખ્ત રાજ્યકારભારથી મોગલ લશ્કર પણ કંટાળી ગયું હતું. આથી મોગલ રાજ્ય નબળું પડતું જતું હતું. તેનો લાભ લઈ મરાઠાઓએ કેટલાક મોગલ પ્રાંતો જીતી લીધા.

(૧) ઔરંગજેબનું લશ્કર ઘણાં દૂરના દેશમાં લડતું હતું. (૨) ૨૫ વર્ષ સુધી ચાલેલા મહાભારત યુદ્ધને લીધે ખાવાપિવાના સાધનો ખૂટી પડયા હતાં. (૩) મરાઠાની લડવાની યુક્તિઓ મોગલ લશ્કરને હંફાવી દેતી. (૪) મરાઠાઓ કદી ખુલ્લા મેદાને લડતાં નહિ. (૫) મરાઠાઓ મોગલ દેશ લૂટી લેતા. અને ખેતરો ઉજ્જડ કરી દેતા. (૬) મોગલ સરદારો માંહોમાંહે લડતાં. (૭) મોગલ લશ્કર મોજીલું અને આળસુ થઈ ગયું હતું.

**ઓરંગઝેબની નિષ્ફળતાના કારણો**

(૧) ઔરંગજેબે મરાઠાની સામે દગો કર્યો અને યુદ્ધ કર્યું. વળી સંભાજીનો વધ કર્યો એટલે મરાઠા મરણીયા થઇને લડયા. (૨) રજપુતો સાથે પણ તેણે ખોટી રીતે મારામારી કરી. (૩) અકબરે હિંદુઓને પોતાના મિત્ર બનાવ્યા હતા, ત્યારે ઔરંગજેબે હિંદુઓને પોતાના પક્ષમાં ન લેતા તેઓને પોતાના શત્રુ બનાવ્યા.

**ઔરંગજેબની મુખ્ય ભૂલો**

ઔરંગજેબ ચુસ્ત સુન્ની મુસલમાન હતો. તેથી બીજા શિયા પંથના મુસલમાનો પણ તેની સામે થતા. તે હિંદુઓને કનડતો. પોતે

હિંમતવાન અને સહનશીલ હતો. યુદ્ધમાં બળવાન હતો. તેનું જીવનં તદ્દન સાદું હતું. ટોપી બનાવીને તેના વેચાણમાંથી તે પોતાનું ગુજરાન ચલાવતો. તે કુરાન લખતો. ક્રોધ કરતો નહિ. વિદ્વાન હતો. ચોર અને લુચ્ચાઓને સખત શિક્ષા કરતો. કપટી અને વૈર બુદ્ધિવાળો હતો. સંભાજી અને દારાને મારી નાંખવામાં તેને બહુ ક્રુરતા બતાવી હતી. ઘણો હઠીલો હતો. પોતાના અમલદારનો પણ વિશ્વાસ કરતો નહિ. ધર્માંધ હતો. ઔરંગઝેબની આવી રાજ્યનીતિથી મોગલ રાજ્યની પડતી શરૂ થઈ. તે દરમ્યાન મરાઠા રાજ્યની સત્તા વધી.

**ઔરંગઝેબનું ચારિત્ર અને રાજ્યનીતિ**

**ઉપસંહારના પ્રશ્નો:—**૧. ઔરંઝેબની ધર્મમાં આપખુદી વિશે શું જાણો છો? તેનું શું પરિણામ આવ્યું? ૨. ઔરંગઝેબને રજપુતો સાથે યુદ્ધ કેમ કરવું પડયું? તેનું શું પરિણામ આવ્યું? ૩. શીવાજી અને ઔરંગઝેબની વચ્ચેનો સંબંધ જણાવો. ૪. ઔરંગઝેબ મરાઠાઓને દાબી દેવામાં કેમ નિષ્ફળ નીવડયો? ૫. ઔરગઝેબનું ચારિત્ર આપો. ૬. અકબર અને ઔરંગઝેબની રાજ્યનીતિનો મુકાબલો કરો.

---

# પ્રકરણ ૨૦ મું.

## ઔરંગઝેબ પછીના મોગલ પાદશાહો.

**બહાદુરશાહ. જહાંદરશાહ. સૈયદભાઇઓ. નિઝામ ઉલ્મુલ્ક. મંહમદશાહ. નાદીરશાહની સ્વારી. અહમદશાહ અબદલી. શાહઆલમ. મોગલ રાજ્યના વિનાશના કારણો.**

ઔરંગઝેબને ચાર છોકરાઓ હતા. એક કાબુલનો સુબો હતો. તે બહાદુરશાહ નામ ધારણ કરી આગ્રામાં ગાદીએ બેઠો.

બહાદુરશાહ ગાદીએ આવ્યો પછી તેને રજપુતો સામે લડવું પડયું હતું. કારણ કે તેઓ સ્વતંત્ર થઇ ગયા હતા. શીખો પણ બહાદુર-

શાહની સામે થયા હતા. આ બધાને બહાદુરશાહે દાબી દીધા. પણ

**બહાદુરશાહ.**

પરિણામ એ આવ્યું કે રજપુતોએ મરાઠાઓને મદદ કરવાનું પણ લીધું. બહાદુરશાહ ઇ. સ. ૧૭૧૨ માં મરણ પામ્યો.

બહાદુરશાહને ચાર છોકરા હતા. તેમની વચ્ચે ગાદી માટે લડાઇ

**જહાંદરશાહ.**

થઇ. તેમાં પહેલા છોકરા જહાંદરશાહને ફતેહ મળી અને તે ગાદીએ આવ્યો. જહાંદરશાહ ઉડાઉ, ક્રુર, અને વ્યભીચારી હતો. જહાંદારશાહના વખતમાં તેના ભત્રીજા ફરૂખશીરે બંડ કર્યું હતું. તેને તેના બાપની ગાદી લેવી હતી. ફરૂખશીરે જહાંદારશાહને હરાવ્યો અને તેને મારી નંખાવ્યો. ફરૂખશાહને બે સૈયદભાઇઓએ મદદ કરી હતી.

હુસેન અલીખાં અને હસન અલીખાં નામે બે ભાઇઓ હતા. આ બંન્નેએ દખ્ખણમાં અને રજપૂતાનામાં નોકરી કરી હતી. આ

**સૈયદ ભાઇઓ; તેમની ચઢતીપડતી**

બંન્ને ભાઇઓને ફરૂખશાહ સાથે અણબનાવ થયો. ફરૂખશાહ ગાદીએ આવ્યો પછી તે ઘણી ઘાતકી રીતે વર્તતો હતો. સૈયદ ભાઇઓને આ વર્તન રૂચ્યું નહિ. અબદુલખાં લાંચ લેવા લાગ્યો. તેથી તેઓનો કારભાર લોકોને ગમ્યો નહિ. કેટલાકો એમ માનતા હતા કે બંન્ને ભાઇઓ ગાદી પચાવી પાડવા માંગે છે. તેથી તેઓની વિરૂદ્ધ કાવતરા થવા લાગ્યા. બંન્ને ભાઇઓને આ વાતની ખબર પડતાં મરાઠા લશ્કરની મદદ લઇ ફરૂખશાહની સામે થયા. તેને હરાવ્યો અને મારી નાંખ્યો. ત્યાર પછી બે સૈયદ ભાઇઓએ પાદશાહી કુટુંબના એક શાહજાદાને ગાદીએ બેસાડયો. તેને ઉઠાડી મુકી બીજા એક શાહજાદાને ગાદીનશીન કીધો. તેને પણ ઉઠાડી મુકયો. આ પ્રમાણે વગવાળા અને સમર્થ અમીરોની સત્તા ચાલી. તેથી તેઓ "રાજા બનાવનાર" કહેવાયા. સૈયદ ભાઇઓ પોતાની લાગવગથી ઘણા અહંકારી થઇ ગયા હતા. તેથી કેટલાક મોગલ સરદારો તેમની સામે થયા. સૈયદભાઇઓ હારી

ગયા, અને માર્યા ગયા. (ઈ. સ. ૧૭૨૦). આ મોગલ સરદારોમાં સૌથી બહાદુર અને હોશિયાર અસફજાહ હતો. એણે નિઝામ ઉલ્મુલ્કનો ખીતાબ ધારણ કીધો અને એજ નામથી ઇતિહાસમાં તે જાણીતો છે. એણે બાદશાહી કુટુંબના એક શાહજાદાને ગાદીનશીન કીધો. તેનું નામ મહમદશાહ હતું. તેણે ૧૭૧૯થી ૧૭૪૮ સુધી નામનું રાજ્ય કીધું.

હવે દિલ્હી સલ્તનત જેવું કાંઈ રહ્યું ન હતું. પ્રાંતના સુબેદારો સ્વતંત્ર થઇ ગયા હતા. તેઓ ઉપર હવે પાદશાહનો અંકુશ રહ્યો ન હતો.

**સ્વતંત્ર રાજાઓ.** તેમજ નવાબોમાંના કેટલાક જે સમર્થ હતા તે સુબેદારોથી સ્વતંત્ર થઇ ગયા હતા. એ સુબેદારોમાં સૌથી બળવાન દખ્ખણનો સુબેદાર નિઝામ, અયોધ્યાનો સુબેદાર સીઆદતઅલી, અને બંગાળ–બિહારનો સુબેદાર અલીવર્દીખાન હતા. એટલે મહમદશાહ માત્ર દિલ્હીનોજ રાજા હતો.

નિઝામ ઉલ્મુલ્ક મહમદશાહના વખતમાં વઝીર હતો. તેને રાજ્યવ્યવસ્થા કરવી હતી, પણ પાદશાહના ખુશામતીયાઓને આ વાત પસંદ નહોતી; તેથી તેઓ વઝીર વિરૂદ્ધ થયા.

**નિઝામ ઉલ્મુલ્ક.** નિઝામ કંટાળીને દખ્ખણમાં ગયો. અને તેણે ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે બુદ્ધિશાળી, બહાદુર, ઉદાર અને દયાળુ હતો. લોકો સાથે પ્રેમથી વર્તતો.

મહમદશાહના રાજ્યકારભાર દરમ્યાન મરાઠા લોકોએ ઘણે સ્થળે ચોથ ઉઘરાવવાનું શરૂ કર્યું હતું. પિલાજી ગાયકવાડે અને દામાજી

**મહમદશાહ** ગાયકવાડે ગુજરાત અને કાઠીયાવાડને પોતાની સત્તા નીચે આણ્યાં હતાં. આવી રીતે મોગલોએ ગુજરાત ખોયું. માળવામાં અને બુંદેલખંડમાં પણ મરાઠા સત્તા સ્થાપવામાં આવી હતી. ધીરે ધીરે મરાઠાઓ દિલ્હી સુધી આવી પહોંચ્યા હતા. બાજીરાવ પેશ્વા લશ્કર લઇને દિલ્હી સુધી આવ્યો હતો. પણ પાદશાહે ચોથ આપવા કબુલ કર્યું તેથી તે પાછો ફર્યો.

મરાઠાઓ ગુજરાત, માળવા, રજપૂતાના, બુંદેલખંડ અને દોઆબ પ્રાંત સુધી આવી પહોંચ્યા હતા. તેથી મહમદશાહે નિઝામને ફરીથી વઝીર તરીકે બોલાવ્યો. પણ બાજીરાવ મોટું લશ્કર લઇ ચઢી આવ્યો. તેથી નિઝામને નર્મદા તરફ પાછું ફરવું પડયું. બાજીરાવે એને ભોપાળ આગળ હરાવ્યો. કરાર થયા તેમાં મરાઠાઓને ચંબલ અને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશપર સંપૂર્ણ સત્તા મળી. એટલામાં નાદિરશાહ હિંદ પર ચઢી આવ્યો.

નાદિરશાહ ઇરાનનો શાહ હતો. તે ઇ. સ. ૧૭૩૯માં હિંદ પર ચઢી આવ્યો. પુષ્કળ લૂટ કરી અને કતલ કરી. મોગલ લશ્કરને હરાવ્યું. અને તેની પાસે ૫૦ લાખ રૂપીયા માંગ્યા. તેનાથી સંતોષ નહિ પામતા તે કોહિનૂર, મયૂરાસન અને બીજી પુષ્કળ દોલત ઇરાન લઇ ગયો. ત્યાં પોતાની પ્રજા પાસેથી ત્રણ વર્ષ સુધી કાંઇ કર લીધો નહિ. અને સિપાઇઓને દોઢ વર્ષ સુધી પગાર બક્ષીસ આપ્યો. નાદિરશાહ જતી વખતે મહમદશાહને દિલ્હીની



નાદિરશાહ.

ગાદી આપી ગયો હતો. તે બદલ મહમદશાહે નાદીરશાહને કાશ્મીર, સિંધ અને અફગાનીસ્તાનના મુલકો સોંપ્યા હતા.

**નાદીરશાહની સ્વારી** નાદીરખાનના મરણ પછી (ઇ. સ. ૧૭૪૭) અહમદશાહ અબદલી નામના એક અફગાન સરદારે કાબુલ, કંદહાર, સિંધ અને કાશ્મીર જીતી લીધા. નાદિરશાહની સ્વારીથી મોગલ ખજાનો ખાલી થઈ ગયો. અંતે મોગલ રાજ્યનો નાશ થયો.

**અહમદશાહ અબદલી**

ઈ. સ. ૧૭૪૮માં તેણે હિંદુસ્થાન પર પહેલી સ્વારી કરી. ઈ. સ. ૧૭૪૮થી ૧૭૬૧ સુધીમાં એણે ૬ સ્વારી કરી હતી અને લેવાય તેટલી લુંટ લઇ ગયો. હજારો લોકોની કતલ ચલાવી હતી. ઇ. સ. ૧૭૬૧માં એણે છેલ્લી સ્વારી કરી. તે વખતે મરાઠાઓ પુષ્કળ લશ્કર લઇને તેની સામે થયા. પાણીપત આગળ દારૂણ યુદ્ધ થયું. સહવારથી બે વાગતા સુધી મરાઠાઓ જીતપર હતા. પણ બપોર પછી અયોધ્યાનો નવાબ જે મરાઠાઓના પક્ષમાં હતો તે દગો કરી અહમદશાહને મળી ગયો. આથી મરાઠા લશ્કરમાં ગભરાટ ફેલાયો. આ જોઈ પઠાણોએ ધસારો કર્યો. મરાઠા લશ્કરમાં ભંગાણ પડયું. ફરી ગોઠવણ કરવા જતાં મરાઠા સરદાર શીવદાસરાવ ભાઉ અને પેશવાનો વડો પુત્ર વિશ્વાસરાવ માર્યા ગયા. મરાઠા લશ્કર હારી ગયું. ઈ. સ. ૧૭૬૧.

મહમદશાહ પછી તેનો છોકરો અહમદશાહ ગાદીએ આવ્યો. પણ તે નમાલો રાજા હતો. અહમદશાહ ઈ. સ. ૧૭૫૪ માં પદભ્રષ્ટ થયો હતો. તેના પછી આલમગીર બીજો ગાદીએ આવ્યો હતો. તે પણ નાલાયક અને નમાલો રાજા હતો. ઇ. સ. ૧૭૫૯માં તેનું ખુન થયું.

**શાહઆલમ**

આલમગીર પછી તેનો છોકરો શાહઆલમ ગાદીએ આવ્યો હતો. પણ તે અયોધ્યાના નવાબનો આશ્રિત હતો. શાહઆલમ અંગ્રેજ લોકો સાથે ઈ. સ. ૧૭૬૪ માં બક્સર આગળ લડયો અને હારી ગયો. એટલે ઇસ્ટ ઇંડીયા કંપનીને તેણે બંગાળા, બિહાર અને ઓરિસાની દીવાની આપી

અને અલ્લાહાબાદ રહેવા ગયો. તેના દુશ્મનો તેને વારંવાર હેરાન કરતા. તેથી અંગ્રેજોની વારંવાર તે મદદ માંગતો, પણ તેઓ તેને મદદ કરતા નહિ. મરાઠા સત્તાની મદદથી ઇ. સ. ૧૭૭૧ માં તે દિલ્હીની ગાદીએ બેસવા આવ્યો હતો. ઇ. સ. ૧૭૮૮માં તેની આંખો એક ગુલામ કાદીર નામના ઉમરાવે ફોડી નાંખી. તેથી તે મરાઠાઓના રક્ષણ નીચે રહ્યો. જ્યારે દિલ્હી અને આગ્રા અંગ્રેજોના કબજામાં આવ્યા ત્યારે તે અંગ્રેજોને શરણે ગયો. ઈ. સ. ૧૮૦૬માં તે મરણ પામ્યો. ત્યારપછી બે રાજાઓ ગાદીએ આવ્યા હતા. પણ તે નાલાયક હતા. તેઓ ઈસ્ટ ઇંડીયા કંપનીના વર્ષાસન પર રહેતા. છેલ્લો રાજા બહાદુરશાહ ઇ. સ. ૧૮૬૨માં મરણ પામ્યો.

**મોગલ રાજ્યના વિનાશનાં કારણો:**

(૧) ઔરંગઝેબે અકબરની પદ્ધતિ પ્રમાણે રાજ્ય કર્યું નહિ તેથી રાજા અને પ્રજા વચ્ચે તથા બીજા ખંડીયા રાજાઓ વચ્ચે કડવાશના બી રોપાયા. (૨) તેના પછીના રાજ્યકર્તાઓ નબળા અને વ્યસની હતા. અને હિંદુઓ ઉપર અત્યાચાર કરતા તેથી તેઓ તેમના દુશ્મન થયા. (૩) મોગલ લશ્કર ઘણું નબળું હતું અને તેઓની પાસે સારૂં તોપખાનું હતું નહિ. (૪) મોગલ દરબારમાં ચાર જુદા જુદા પક્ષો હતા. તેમાંના ત્રણ પક્ષે નાદીરશાહ અને મહમદશાહને બોલાવ્યા હતા. તેઓએ હિંદુસ્થાનમાં લૂંટ કરી હતી અને મોગલ રાજ્યને નબળું પાડયું હતું. (૫) શીખોને દબાવી દેવાના પરિણામે તેઓએ મોગલ લોકો સાથે લડાઈ જાહેર કરી હતી. (૬) બીજાપુર અને ગોવલકોંડાનો નાશ થવાથી મરાઠા સત્તા એકદમ વધી ગઈ. (૭) ઔરંગઝેબના મરણ પછી જુદે જુદે સ્થળે જે સુબાઓ હતા તે સ્વતંત્ર થઇ બેઠા હતા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્યની કેવી દશા થઇ? ૨. કયા કયા રાજાઓ ગાદીએ આવ્યા અને તેમણે કેવી રીતે રાજ્ય કર્યું? ૩. નિઝામ ઉલ્મુલ્ક, નાદીરશાહ, અને અહમદશાહ અબ્દલી વિશે ટુંક નોંધ કરો. ૪. મહમદશાહ વિશે શું જાણો છો? ૫. મોગલ રાજ્યની પડતીના કારણો આપો.

## મોગલ રાજાઓની વંશાવળી.

### ઈ. સ. ૧૫૨૬–૧૮૫૭.




(તેના બે પુત્રો અને એક પૌત્ર ઇ. સ. ૧૮૫૭ના બળવામાં ઠાર થયા.)

## મોગલ સામ્રાજ્યમાં અગત્યના બનાવોની તવારીખ.
### ઇ. સ. ૧૫૨૬—૧૮૬૨.

ઇ.સ. ૧૫૨૬ પાણિપતનું યુદ્ધ-ઇબ્રાહીમ લોદી અને બાબર વચ્ચે.
,, ૧૫૨૭ સીક્રીનું યુદ્ધ. બાબર અને રાણા સંગ વચ્ચે.
,, ૧૫૨૮ બાબરે ચંદેરી લીધું.
,, ૧૫૩૦ બાબરનું મરણ.
,, ૧૫૩૪ હુમાયુની ગુજરાત પર ચઢાઈ.
,, ૧૫૩૮ હુમાયુએ ચુનારનો કિલ્લો લીધો.
,, ૧૫૩૯ બક્ષરનું યુદ્ધ.
,, ૧૫૪૦ કનોજ આગળ યુદ્ધ-હુમાયુ હાર્યો અને ગાદી છોડી ગયો.
,, ૧૫૪૦ શેરશાહ દિલ્હીનો પાદશાહ (સૂરવંશ ઈ.સ.૧૫૪૦-૧૫૫૫.)
,, ૧૫૪૨ અકબરનો જન્મ (ઉમરકોટ).
,, ૧૫૪૫ શેરશાહનું મરણ.
,, ૧૫૪૫ હુમાયુએ કંદહાર લીધું.
,, ૧૫૪૭ હુમાયુએ કાબુલ લીધું.
,, ૧૫૫૫ હુમાયુ ફરી દિલ્હીની ગાદીપર આવ્યો.
,, ૧૫૫૬ હુમાયુનું મરણ.
,, ૧૫૫૬ પાણિપતનું યુદ્ધ-અકબર અને હેમુ વચ્ચે.
,, ૧૫૬૧ બહેરામખાનનું મરણ-અકબર સ્વતંત્ર.
,, ૧૫૬૮ અકબરે ચીતોડ જીત્યું.
,, ૧૫૬૯ અકબરે રણથંભોર લીધું.
,, ૧૫૭૧ અકબરે ગુજરાત જીત્યું.
,, ૧૫૭૫ અકબરે બંગાળા અને બિહાર જીત્યા.
,, ૧૫૭૬ હલદીઘાટનું યુદ્ધ.
,, ૧૫૮૨ અકબરે કાબુલ લીધું.
,, ૧૫૮૨ અકબરે ઓરિસા લીધું.
,, ૧૫૯૪ અકબરે બલુચિસ્તાન લીધું.
,, ૧૫૯૫ અકબરે કંદહાર જીતી લીધું.

,, ૧૫૯૫-૧૬૦૧ અકબરની દક્ષિણમાં જીત—ખાનદેશ, આસીરગઢ, અહમદનગર અને વરાડ જીત્યા.
,, ૧૫૯૭ પ્રતાપનું મરણ.
,, ૧૫૯૯ ચાંદબીબીનું મરણ ( અહમદનગરના કિલ્લામાં ).
,, ૧૬૦૫ અકબરનું અવસાન અને જહાંગીર ગાદીએ આવ્યો.
,, ૧૬૧૧ જહાંગીર નૂરજહાંને પરણ્યો.
,, ૧૬૧૨ અંગ્રેજોએ સુરતમાં કોઠી નાંખી.
,, ૧૬૧૫ સર ટોમસ રો હિંદુસ્થાનમાં વેપારની છૂટ લેવા માટે આવ્યો.
,, ૧૬૨૭ જહાંગીરનું મરણ અને શાહજહાં ગાદીએ આવ્યો.
,, ૧૬૩૯ અંગ્રેજોએ મદ્રાસમાં કોઠી નાંખી.
,, ૧૬૫૮ શાહજહાંની માંદગી અને શાહજાદાઓનો બળવો.
,, ૧૬૫૮ ઔરંગઝેબ ગાદીએ આવ્યો.
,, ૧૬૮૭ ગોવલકોંડા અને બીજાપુર જીત્યા.
,, ૧૬૬૪-૧૭૦૭ મરાઠાઓ સાથે લડાઇ.
,, ૧૭૦૭ ઔરંગઝેબનું મરણ.
,, ૧૭૦૭-૧૮૫૭ મોગલ રાજ્યની પડતી.
,, ૧૭૧૨ શીખ પ્રજાનો બળવો.
,, ૧૭૨૪ નિઝામ-ઉલ્મુલ્કે હૈદ્રાબાદમાં સ્વતંત્ર ગાદી કરી.
,, ૧૭૩૯ નાદીરશાહની હિંદુસ્થાન પર સ્વારી.
,, ૧૭૪૭ અહમદશાહની પહેલી સ્વારી.
,, ૧૭૪૮ મહમદશાહ અને નિઝામ ઉલ્મુલ્કનું મરણ.
,, ૧૭૪૮ અહમદશાહની બીજી સ્વારી.
,, ૧૭૫૭ ,, ત્રીજી ,,
,, ૧૭૫૯ ,, ચોથી ,,
,, ૧૭૬૧ પાણિપતનું છેલ્લું યુદ્ધ—મરાઠાઓની હાર.
,, ૧૭૬૫ અલ્હાબાદના કરાર-ઇ. ઇં. કુંને દિવાની મળી.
,, ૧૮૫૭ સિપાઇઓનો બળવો.
,, ૧૮૫૭ બહાદુરશાહ કેદ થયો—પદભ્રષ્ટ થયો.
,, ૧૮૬૨ બહાદુરશાહનું મરણ.

## સ્કોલરશીપ, વર્નાક્યુલર ફાઈનલ તથા બીજી કેટલીક પરીક્ષાના પ્રશ્નો.

૧. અકબરની રાજનીતિનો હેવાલ આપો. તેને સૌથી "મહાન મોગલરાજા" કહેવામાં આવે છે તે સાબીત કરી બતાવો. ૨. અકબરથી ઔરંગઝેબ સુધીના મોગલ રાજાઓનું રજપુત પ્રત્યે કેવું વર્તન હતું? ૩. શાહજહાં ગાદીએ આવ્યો ત્યાર પહેલાની તેની કારકીર્દિનું વર્ણન કરો. ૪. નીચેના પર ટુંક નોંધ લખો: આઈ–નિ–અકબરી; અકબરના હિંદુ સ્ત્રીઓ સાથે લગ્ન; રાણા પ્રતાપ; રાજા ટોડરમલ; અબુલફઝલ અને ફૈઝી. ૫. હિંદુસ્થાનમાં મૌર્યવંશ કેવી રીતે સ્થાપીત થયો? તે વંશનો સૌથી મોટો રાજા કયો હતો? તેને વિશે જે જાણતા હો તે લખો. ૬. હર્ષરાજાનો ઇતિહાસ ટુંકમાં આપો. ૭. શેરશાહ એક મહાન પુરૂષ તથા મોટો રાજ્ય કર્તા હતો તે કારણો આપી સમજાવો. ૮. અકબર અને ઔરંગઝેબની રાજ્યનીતિની સરખામણી કરો. અને તેમની નીતિથી શા પરિણામ આવ્યા તે સમજાવો. ૯. આર્યો કોણ હતા, અને તેઓ હિંદુસ્થાનના કયા ભાગોમાં વસ્યા? તેમના ધંધા, સામાજીક સંસ્થાઓ અને ધાર્મિક માન્યતા વિશે શું જાણો છો? ૧૦. ઈ. સ. ૧૬૦૫ સુધી અકબરનું રાજ્ય કેટલું વિસ્તાર પામ્યું હતું અને જુદા જુદા પ્રાંતો ક્યારે અને કેવી રીતે જીતાયા હતા? ૧૧. મહમદઘોરીએ હિંદપર ચઢાઇ કરી તેમાં તેની શી ઉમેદ હતી? તેણે પહેલી ચઢાઈ કરી તે વખતના ઉત્તર હિંદનો રાજકિય નકશો દોરો. ૧૨. હુમાયુને ગાદી છોડવી પડી તેના કારણો લખો. ૧૩. શેરશાહના સુધારા વિશે ટુંકમાં વર્ણન કરો. ૧૪. "અકબરે મોગલ રાજ્યને મજબુત કર્યું અને વિસ્તાર્યું અને ઔરંગઝેબે તેની પડતીના બીજ રોપ્યાં." આ હકીકત કેવી રીતે ખરી છે તે સમજાવો. ૧૫. નીચેના પર ટુંક હકીકત લખો: સર ટોમસરો, ટોડરમલ, અબુલફઝલ. ૧૬. નીચે આપેલાં વર્ષો એકેકની નીચે લખી તેની સામે કૌંસમાં આપેલા બનાવોમાંથી યોગ્ય બનાવો લખો:–૧૫૨૬, ૧૫૬૫, ૧૭૬૧, ૧૭૪૮, ૧૭૩૯, ૧૩૯૮. તૈમુરની

ચઢાઇ અને દિલ્હીની પાયમાલી. અહમદશાહ અબ્દલી અને મરાઠા વચ્ચે પાણિપતની લડાઇ. નિઝામ ઉલ્મુલ્ક અને શાહનું મરણ. તાલીકોટની લડાઇ અને વિજયનગરની પડતી. નાદિરશાહની ચઢાઇ અને લોકોની કતલ. બાબરનો વિજય અને ઇબ્રાહીમની હાર. ૧૭. મહમદ ગિઝની, મહમદ ઘોરી, તૈમુર અને બાબર એ દરેકની હિંદુસ્તાન પર ચઢાઈ લાવવામાં શી ઉમેદ હતી? અને એ ઉમેદ પાર પાડવામાં કયા કારણો સહાયભૂત હતા? ૧૮. અકબર, ઔરંગઝેબ અને શિવાજીના ધર્મ સંબધે શા શા વિચારો હતાં? અને પોતાના એ વિચારોથી જુદા પડતા લોકો સાથે તેઓ શી રીતે વર્ત્યા? ૧૯. આ સવાલમાં આપેલા વર્ષો અકેકની નીચે લખી તેની સામે કૌંસમાં આપેલા બનાવોમાંથી યોગ્ય બનાવો લખોઃ–૧૦૨૪, ૧૧૯૩, ૧૩૯૮, ૧૪૯૮, ૧૫૬૫, ૧૭૩૯. તાલીકોટની લડાઇ અને વિજયનગરની પડતી. તૈમુરની ચઢાઇ અને દિલ્હીની પાયમાલી. થાણેશ્વરનું યુદ્ધ અને પૃથ્વીરાજનો પરાજય. મહમદ ગીઝનીનો ગુજરાતમાં પ્રવેશ અને સોમનાથની લૂંટ. નાદીરશાહની લૂંટ અને કતલ. વાસ્કોડી ગામાનું કાલીકટ બંદરે ઉતરવું. ૨૦. કયા કાળને આપણે વેદનો સમય કહીએ છીએ? વેદના નામે ઓળખાતા ગ્રંથો વિશે ટુંકી હકીકત લખો. ૨૧. પાંડવો અને કૌરવો વચ્ચે દારૂણ યુદ્ધના કારણો તથા પરિણામ વિશે ટુંકામાં લખો. ૨૨. પ્રાચીન હિંદુ સમયમાં દક્ષિણ હિંદમાં કયા કયા મોટા રાજ્યો હતા? તેમની રાજ્યધાની કયાં હતી? તેમની સ્થાપના વિશે વિદ્વાનોનો શો મત છે? ૨૩. ગૌતમ કોણ હતો? શા કારણથી એણે "બુદ્ધ" એવું નામ ધારણ કર્યું? તેણે શો ઉપદેશ કર્યો? ૨૪. અશોક કે વિક્રમાદિત્ય એ બેમાંથી ફક્ત એકનું જીવન ચરિત્ર લખો. ૨૫. નીચેના રાજાઓના નામ પહેલો થયો હોય તેનું પહેલું–એવી રીતે ક્રમવાર ગોઠવોઃ–અશોક, બિંબિસાર, શીલાદિત્ય, વિક્રમાદિત્ય, ચંદ્રગુપ્ત. ૨૬. હિંદના મૂળ વતનીઓ ઉપર આર્ય પ્રજાએ કયાંથી આક્રમણ કર્યું અને તેમને કેવી રીતે હરાવી આર્ય સંસ્કૃતિ સ્થાપી તે જણાવો. ૨૭. રાજપૂત રાજાઓ સાથે મોગલ શહેનશાહ તેની સ્થાપનાથી તે તેના

પતન સુધી કેવો સંબંધ રાખ્યો હતો અને તેને લીધે શહેનશાહતની કેવી સ્થિતિ રહી હતી તે વર્ણવો. ૨૮. નાચે આપેલા બનાવો કયા કયા રાજકર્તાઓના સમયમાં બનવા પામ્યા છે તે કહોઃ–સર ટોમસ રો નું આગમન; તાજમહાલનું બાંધકામ; નાદિરશાહનું આક્રમણ; મહાન સિકંદરનું આક્રમણ; ૨૯ અકબર અને ઔરંગઝેબના ધર્મ સંબંધે શા શા વિચાર હતા? અને પોતાના એ વિચારોથી જુદા પડતા લોકો સાથે તેઓ કેવી રીતે વર્ત્યા હતા? ૩૦. નૂરજહાંની રાજ્યવ્યવસ્થા સાથે રઝીઆ બેગમની રાજ્યવ્યવસ્થા સરખાવો. ૩૧. નીચેના મહાન પુરૂષોએ જે જે ઉપયોગી કામો કર્યાં છે તે જણાવી તેની ટુંકમાં હકીકત લખોઃ– ગૌતમ બુદ્ધ. હર્ષ, બાબર, અકબર, શાહજહાં, કબીર, રામાનુજ, ચંદ્રગુપ્ત, નાનક. ૩૨. ઔરંગઝેબે દક્ષિણ જીતવા શા પ્રયત્નો કર્યા તે કહો અને તેનું શું પરિણામ આવ્યું તે જણાવો ૩૩. અકબર અને ઔરંગઝેબની રાજ્યનીતિની સરખામણી અને મુકાબલો કરો અને મોગલ રાજ્યની પડતીના કારણો સમજાવો. ૩૪. પ્રાચીન હિંદુસ્તાનમાં સ્ત્રીનું સમાજમાં શું સ્થાન હતું તે કહો. ૩૫. સંયુક્તા, પદ્મિની અને દ્રૌપદી વિશે ટુંક નોંધ લખો. ૩૬. અકબરના સમયના મહાન પુરૂષોના નામો આપો અને દરેકની અગત્યતા જણાવો. ૩૭. શાહજહાંની માંદગી વખતે રાજ્યગાદી માટે કોની વચ્ચે તકરાર થઇ અને તેનું શું પરિણામ આવ્યું તે જણાવો. ૩૮. મહમદ તઘલખને "ગાંડો" શા માટે કહેતા હતા તે કારણ આપી સમજાવો. ૩૯. ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્યની શી સ્થિતિ થઇ તે કહો અને મરાઠા સત્તા કેમ વધવા લાગી તે સમજાવો. ૪૦. પાણિપતના કેટલા યુદ્ધ થયા? તે દરેક પર ટુંક નોંધ લખો. ૪૧. સૈયદભાઇઓ "રાજ્ય બનાવનાર" શા માટે કહેવાતા હતા? અકબરના સમયમાં ખેતી સંબંધી શું સુધારો થયો અને તે કોણે કર્યો તે કહો. ૪૩. અકબરની રાજ્યવ્યવસ્થા આજના રાજ્યતંત્ર સાથે સરખાવો. ૪૪. હુમાયુ અને ઔરંગઝેબની મુખ્ય ભૂલો કયી કયી હતી અને તેનું શું પરિણામ આવ્યું? ૪૫. બીજાપુર અને ગોવળકોંડાના રાજ્ય મરાઠા સત્તાની ચઢતીને કેવી રીતે અટકાવરૂપ હતા તે કહો.